# રણવીરસિંહ.

રચનાર,
## પુરુષોત્તમ વિશ્રામ માવજી.

(દોહરો.)

નીતિ નિપુણતા ચાતુરી, રાજરંગનું ચિત્ર;
વીર પ્રેમશૃંગારમય, વાંચો વ્હાલા મિત્ર. ૧

મુંબઈ.
"નિર્ણયસાગર" પ્રેસ.

સંવત ૧૯૫૬. ઈ. સ. ૧૯૦૦



મૂલ્ય એક રૂપિયો.

( પદ-ધન્યાશ્રી )

"વીર પુરુષ તે ક્યાં છે, ભાઈ, વીર પુરુષ તે ક્યાં છે ?"
"મદમાતા ક્ષત્રી સંહાર્યા, પરશુરામ તે ક્યાં છે ? ભાઈ૦"
"નિશ્ચક પાપી રાક્ષસ રોળ્યા, રામચન્દ્ર તે ક્યાં છે ? ભાઈ૦"
"કંસ શિશુપાળ સુરારિ માર્યા વસુદેવસુત તે ક્યાં છે? ભાઈ૦"
"કપટી બળિયા કૌરવ છેદ્યા, કૃષ્ણાર્જુન બિન ક્યાં છે? ભાઈ૦"
"પરદેશી શક યવને જીત્યા, નૃપ વિક્રમ તે ક્યાં છે ? ભાઈ૦"
"છે તે સઘા આજે પણ કહે છે, સપ જનોમાં ક્યાં છે? ભાઈ૦"
"સપ શૌર્ય જ્યાં જનમાં સોહે, વીર પુરુષ તો ત્યાં છે ભાઈ૦"

( નં૦ ૬૦ )



## તીર્થરૂપ માતા-પિતા,—

બાલ્યકાળથી મને આપનો વિયોગ થયો છે. જ્યારથી હું જાણું છું કે આપે મ્હારૂં અનન્યભાવે લાલન-પાલન કર્યું છે, ત્યારથી મને લાગે છે કે આપના જેવાં પવિત્ર, પૂજ્ય અને ઉપકારક માતા-પિતાનું નામ રૂડી રીતે જળવાઈ રહે તો સારૂં:—
તેથીજ આ મ્હારો પ્રથમ યત્ન,
આપનેજ અર્પણ કરવામાં
મ્હારો ખરો ધર્મ અને
ગ્રંથની શોભા
સમજું છું.

આપનો સદાનો દાસ,

**પુરુષોત્તમ.**

## (પદ-કાફી.)

કરૂં છું ભાવ ધરીને,<br>
હું તેનું ગુણ ગાન—(ટેક)

જે પિતુ માતે પોષ્યો મુજને,<br>
આપી પ્રાણ સમાન,—કરૂં છું૦ ૧

બાળક હું મુજને કંઈ ન્હોતું,<br>
આ દુનિયાનું ભાન,—કરૂં છું૦ ૨

દુર્ગુણ દોષો દૂર કરીને,<br>
દીધું સુવિદ્યા દાન,—કરૂં છું૦ ૩

ઉત્તમ કૂળેણી ને કરણીથી,<br>
કરતાં તો હરિ ધ્યાન,—કરૂં છું૦ ૪

પુણ્ય પરાક્રમથી જે પામ્યા<br>
જગત જનોમાં માન,—કરૂં છું૦ ૫

ગ્રંથ રચી કરૂં અર્પણ તેને,<br>
નામ સ્મરણ સુખધામ,—કરૂં છું૦ ૬

પુરુષોત્તમ મન તૃપ્ત ન થાયે,<br>
કરતાં સ્વજશ પાન—કરૂં છું૦ ૭

IN THE MEMORY

OF MY

LATE LOVING PARENTS.

## ( દોહરા. )

" હરહર નામ સ્મર્યાથકી, તૃણનો મેરૂ થાય, "
" જંગલમા મંગળ બને, નહિ ત્યા સઘુ સુહાય " ૧
" પૂર્વજ નામ સ્મર્યાથકી, વધે શરિરમા જેમ, "
" શૌર્ય પરાક્રમ તેમના, ભુજાવિ ખિલવે રોમ " ૨
" સર્વ મરે પણ નામ તો, અમર રહે જગમાહિં, "
" ધર્મ અર્થ ને કામ ને, મુક્તિ નામમા ભાઈ " ૩
" નિડર થઇને ગણ ઘુમો, રાખી ઉચી આશ, "
" ઠરિને લડતા જીતથી, સુખ આવશે પાશ " ૪
" સાચા શરા હોય તે, ઉઠે સુણતા સિંગ, "
" કનક કુઠ્ઠ્ય પડતા સુધી, રૂપ ધરે નરસિંગ " ૫
" રણથી ભાગ્યો તેહને, સદા થાય ફિટકાર, "
" પડ્યો જિત્યો રણમા લડી. સજે અમર શણગાર " ૬
(ન૦ ક૦)

# અનુક્રમણિકા.

# રણવીરસિંહ.

## પ્રકરણ પહેલું.

### મિથિલાપુરીની લડાઈ.

મિથિલાપુરીનો સિંહ હાલ વૃદ્ધાવસ્થાને પહોંચ્યો છે. યુવાનીના સમયમાં પ્રજાને પુત્રવત્ પાળી, પોતાના પુત્રોને તે પ્રમાણે વર્તવા પવિત્ર સન્માર્ગોથી કુશળ કર્યા છે. તેનું નીતિજ્ઞાન વખાણવા યોગ્ય છે. પ્રજાને પિડાકારક દુષ્ટ, ચોર અને પાખંડીઓને દંડ આપી, નીતિને માર્ગે વાળ્યા છે. વિનાકારણ કોઈને દુઃખ દેવું નહિ, પારકું ધન હરણ કરવું નહિ, પરસ્ત્રી તરફ પાપવાસનાથી જોવું નહિ, અને અસત્ય ઉચ્ચરવું નહિ; એવા અનેક સદાચાર સ્વરાજ્યમાં દાખલ કરી, ધાર્મિક, શાંત અને વડીલની આજ્ઞાને અનુસ-

રનારો લક્ષ્મણસિંહ હમણા પોતાનાં ભવ્ય અને વિશાળ શહેરમા રાજ્ય કરે છે.

તેને માધુસિંહ અને રણવીરસિંહ નામે બે તેજસ્વી કુવરો અને ભાનુમતિ નામે અતિ રૂપ-લાવણ્યવતી કન્યા હતી. ખેરપુરના રાજા હરિહર સાથે એના લગ્ન થયાં હતા

દૈવયોગે હમણા મિથિલાપુરીની શાતિનો નાશ થાય એવો એક પ્રસગ બન્યો. રાયપુરનો બળવાન્ રાજા જય-મતસિંહ મ્હોટા સૈન્યસાથે ચ્હડી આવ્યો મહારાજા લક્ષ્મ-ણસિંહને એવિષેની ખબર મળતાજ પોતાના જનાનાને બાલ યુવરાજ રણવીરસિંહસાથે મિથિલાપુરીથી થોડે દૂર આવેલા વીરસ્થાન નામના પહાડી અને મજબૂત ગઢમા મ્હોટા રસાલાસાથે મોકલી દીધો. હમણા આ રાજકુવ-રની ઉમ્મર અઢાર વર્ષની હતી

લશ્કર એકઠુ કરી એકદમ તે શત્રુસામે સજ્જ થયો, અને ખેરપુરથી પણ કેટલીક મદદ મગાવી લક્ષ્મણસિંહે શહેરનો બચાવ બહુ બહાદુરીથી કર્યો પાટવી કુમાર માધુ-સિહને સૈન્યની સરદારી આપી તેણે દુશ્મનોનો હલ્લો પાછો હઠાવ્યો આથી પાચ દિવસસુધી સામી પક્ષનુ એક પણ માણસ કિલ્લાની બાજુમા આવી શક્યુ નહિ છેવટ કટાળીને જયમતે પોતાની છાવણીમાથી કિલ્લાની તળેટીસુધી એક ભોંયરૂ ખોદાવ્યુ અને કિલ્લાના જે ભાન

ઉપર માધુસિંહ હતો તેને સુરંગ મારવાથી પોતાના પાંચસો અંગરક્ષકો સાથે એ બાળ યુવરાજ પણ ઉડી ગયો!

વૃદ્ધ લક્ષ્મણસિંહ પોતાના પાટવી વીર પુત્રનું આ રીતે મૃત્યુ થયેલું જોઈ અત્યંત ખેદિત થયો. તેની ચક્ષુઓમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. અત્યંત સંતાપ ઉપજ્યો, પણ તે સમાવી પુત્રનું વેર વાળવા તૈયાર થયો. શોકાગ્નિસાથે ક્રોધાગ્નિ વધ્યો ને પોતાના સૈન્યને શૂર ચઢાવી, કેસરિયાં કરવા આજ્ઞા કરી; અને પોતે પણ કેસરી વસ્ત્ર પહેરી તેર હજાર યોદ્ધાઓ સાથે રણક્ષેત્રમાં રમવા તૈયાર થયો. એકદમ કિલ્લાના દરવાજા ઉઘાડી, આ નાનું પણ મરણીઉં સૈન્ય, આવેશથી શત્રુના સૈન્ય ઉપર એકદમ તૂટી પડ્યું.

કુંવરનું વેર વાળવા શત્રુઓને ઘાસની પેઠે કાપતો કાપતો લક્ષ્મણસિંહ મહા મસ્ત હસ્તીરૂપે આગળ વધી, જયમતનો કુંવર પહાડસિંહ જે હાથી ઉપર બેઠેલો હતો, તેની સામે ઘોડા ઠેકાવતો જઈ ઉભો. તેના હાથીઉપર પોતાના ઘોડાના આગલા પગ ટેકાવી કુમારની છાતીમાં એવો જોરથી ભાલો માર્યો કે તે ચીસ પાડી હમેશની નિદ્રા લેવાને ધરણીએ ઢળ્યો! એ પ્રમાણે પુત્રનું વેર વાળી લક્ષ્મણસિંહ પાછો ફર્યો. કુમાર માર્યો જવાથી જયમતસિંહના લશ્કરમાં હાહાકાર વર્તાઈ રહ્યો. તેનું સૈન્ય વિખરાવા માડયું અને જેને જેમ ફાવે તેમ તે ન્હાસવા લાગ્યા. જયમતથી આ સઘળું જોઈ શકાયું નહિ. સિપાઈઓને ન્હાસતા અટકાવવા

તેણે ઘણી યુક્તિ કરી, પણ નિષ્ફળ ગઈ, અને અંતે તેને પણ ન્હાસવું પડ્યું. પોતાના જય પામેલા જોદ્ધાઓ સાથે લક્ષ્મણસિંહ પુઠે લાગ્યો અને તેના ઘણાં માણસોને મારી મિથિલા તરફ પાછો ફર્યો.

પોતાના ગભરાયેલા અને ન્હાસતા સિપાઈઓને "હિચકારા, બાયલા" વગેરે શબ્દો કહી, ધમકી આપી જયમતસિંહે ઉશ્કેર્યા. આથી તેઓ પાછા વળ્યા. લક્ષ્મણસિંહ જયમતનું સૈન્ય પાછું આવતું જોઈ પોતાનું સૈન્ય લઈ, છેડાયેલા સિંહની પેઠે લડવાને કિલ્લા બહાર પડ્યો. યુદ્ધ ઘણાજ જોસથી ચાલ્યું પણ સન્ધ્યા થતાંસુધી કોઈનો જયપરાજય જણાયો નહિ. રાત પડતાં લડાઈ બંધ પડી ને બેઉ સૈન્યો પોતપોતાની છાવણીમાં ગયા. લક્ષ્મણસિંહનાં માણસોએ દુશ્મનોનાં ઘણાં માણસોને કાપી નાખ્યા, તેમજ તેનાં પણ ઘણાં માણસોનો નાશ થયો. મિથિલાપુરીનું લશ્કર ન્હાનું હોવાથી ઓછું દેખાય એ સ્વાભાવિક છે. તે ચાતક પક્ષીની પેઠે ખેરપુરથી મદદ આવવાની આતુરતાથી વાટ જોવા લાગ્યું.

લક્ષ્મણસિંહે વિચાર્યું કે જો કાલસુધીમાં ખેરપુરથી મદદમાટે લશ્કર નહિ આવી પહોંચે તો આપણે હાથ કિલ્લો રહેવો મુશ્કેલ છે.

બન્ને છાવણીઓમાં રાત્રીએ મહાભારત, રામાયણ અને બીજા, વીરરસ કાવ્યો શૂર ન્હડાવવાને ગવાવા લાગ્યા. કેટલાક યોદ્ધાઓ સ્વપરાક્રમની વાતો કરવામાં મશગુલ

થઈ રહ્યા છે; કેટલાકો વળતે દિવસ લડાઈમાં મરશું અને ઇંદ્રની અપ્સરાઓ વરમાળા આરોપશે, સ્વર્ગનું સુખ મળશે, જીવ્યું સફળ થશે,–એવા એવા વિચારથી અત્યંત આનંદમાં આવી સ્હવાર પડવાની વાટ જુએ છે; ને કેટલાકો ભાટ–ચારણો પાસેથી અસલના વારામાં થઈ ગયેલા શૂરપુરુષનાં વૃત્તાંતો સાંભળે છે. એવી રીતે ઉભય પક્ષમાં ઘણાખરા લડવૈયાઓએ આખી રાત્રી આનંદમાં ગાળી.

પ્રભાત થતાં બેઉ બાજુના યોદ્ધાઓ લડવાને સજ્જ થયા ને પાછી લડાઈ ચાલી. સાક્ષાત્ સૂર્યનારાયણ પણ આ યુદ્ધસંગ્રામ જોવાને જાણે પ્રકાશિત થયા. યુદ્ધ એટલા બધા આવેશથી ચાલ્યું કે લોહીની નદીઓ વહી ને તેમાં સૈનીકોનાં મસ્તકો આમ તેમ તરતાં હતાં! વાજીંત્રોના ભયાનક નાદથી, તલવારોના ખણખણાટથી, અશ્વોના ખોંખારાથી, હાથીઓના કુંકાટાથી, બંદુકોના ધડાકાથી, યોદ્ધાઓના "હર હર" ના વીર નાદોથી, ઘાયલ સિપાઇઓના શોકશબ્દોથી અને બંદુકોમાં નીકળતા ધુમાડાથી તથા ઉડતી ધૂળથી આખું ગગનમંડળ અને રણક્ષેત્ર અદ્ભુત–અલૌકિક બની ગયું. મધ્યાહ્ન સમય થયો પણ એકે પક્ષનો જય-પરાજય જણાયો નહિ.

મિથિલાપુરીનું નાનું લશ્કર પોતાના વીર વૃદ્ધ રાજાની સરદારી હેઠળ પૂર્ણ ઉત્સાહથી શત્રુઓની કાપાકાપી કરવા લાગ્યું. તેમની તાતી તલવારોએ જથાબંધ શત્રુઓનો સંહાર કરી નાખ્યો. પોતાપર થતા હુમલા ઘણી બહાદુરી-

તથા હિમતથી તેઓએ પાછા વાળ્યા જયમતસિંહ આ મુઠીભર બહાદુરોના પરાક્રમથી ત્રાસ પામ્યો. આ જોઈ લક્ષ્મણનુ સૈન્ય અમણા જુસ્સાથી લડવા લાગ્યુ અને સેઢાઓની માફક તેમનુ છેદન કરવા લાગ્યા તેર હજાર લશ્કરમાથી હવે લડતા લડતા લક્ષ્મણસિંહના માત્ર પાચસો માણસો હૈયાત રહ્યા હતા અને મિથિલાપુરીનો વૃદ્ધ વીર પણ પડ્યો આથી તેના સિપાઇઓને બહુ સતાપ અને શરમ લાગ્યા, પણ તેનુ શીશ શત્રુને હાથ જવા દીધુ નહિ ને એ જાળવતાં ઘણાઓએ પોતાના પ્રાણ આપ્યા

આ પ્રમાણે વિજય મેળવી જયમતસિંહે વાજતે ગાજતે પોતાના સૈન્યસાથે સાજ પડતા મિથિલાનગરીમા પ્રવેશ કર્યો એ શહેરના આશરે ત્રીશ હજાર નગરવાસીઓમાથી ઘણાખરા આ દારૂણ યુદ્ધમા મરણ શરણ થયા હતા

જયમતના સૈન્યસાથે ઘેર ઘેર, ગલીએ ગલી અને શેરીએ શેરીએ મિથિલાવાસીઓ તેમની સામે થયા આખા નગરમા પ્રજા અને શત્રુના સૈન્ય વચ્ચે કાપાકાપી ચાલી રૈયતમાના ઘણાખરા મરણ પામ્યા, તો પણ તેઓ છેવટસુધી લડ્યા જયમતસિંહે એમ ઘણા ભોગ આપ્યા પછી મિથિલાનગરીનો કબજો લીધો

લક્ષ્મણસિંહે જે કાસદને મદદમાટે ખેરપુર મોકલ્યો હતો, તેને માર્ગમા લુટારૂ ટોળીએ મારી નાખ્યાથી આ લડાઇની ખબર ખેરપુર પહોંચી શકી નહિ

# પ્રકરણ બીજું.

## રણવીરસિંહનું વીરસ્થાનમાંથી ન્હાસવું.



ઘ માસની પુનમની રાતે, ચંદ્રમા પૂર બહારથી પૃથ્વીઉપર પોતાનો પ્રકાશ ફેલાવી રહ્યો છે. બરાબર અર્ધ રાત્રીને સમયે એક રજપૂત ઘોડેસ્વાર વીરસ્થાનના ડુંગરાઉ કિલ્લાના દરવાજાપાસે આવ્યો અને દરવાનને દરવાજો ઉઘાડવા કહ્યું.

મધ્યરાત્રીનો સમય જાણી દરવાન અજબ થયો. તેણે પૂછ્યું,—"તમે કોણ છો ? આવા રાત્રીના વખતમાં દરવાજો ઉઘાડવામાં આવશે નહિ, માટે સ્હવારે આવજો."

ઘોડેસ્વાર રજપૂતે કહ્યું,—"હું મિથિલાપુરીથી અગત્યના સમાચાર લાવ્યો છું. મહારાજા લક્ષ્મણસિંહના અંગરક્ષકોમાંહેનો હરિસિંહ તે હું છું. મહારાણી તથા કુંવરસાહેબને મારે ઘણા અગત્યના સમાચાર આપવાના છે, વાસ્તે તું વગર વિલંબે દરવાજો ખોલ."

થોડાજ વખતમાં કડાક કરતા અવાજસાથે દરવાજો ઉઘડ્યો. સ્વાર પોતાના ઘોડાને હાથેથી દોરી કિલ્લામાં દાખલ થયો. રાજગઢપાસે જઈ દોઢી પાસે અશ્વને

આવ્યો અને અદર ખબર કહેવરાવી કે,—"મિથિલાપુરીથી મહારાજા લક્ષ્મણસિંહનો અગરક્ષક આવ્યો છે અને રાણીસાહેબ તથા કુમારને ઘણા જરૂરી કામપર તુરત મળવા માગે છે"

તેને તુરતજ મહારાણી તથા કુમારપાસે લઈ જવામા આવ્યો. વૃદ્ધ મહારાણી મંદોદરી દિવાનખાનામા એક કોચઉપર બેઠી હતી. તેની પાસે આ વાર્તાનો નાયક તેજસ્વી રણવીરસિંહ પણ હતો દિવાનખાનામા દાખલ થતા હરિસિંહ, રાણી તથા કુમારને નમન કરી, હાથ જોડી, શોકાતુર ચ્હેરે ઉભો રહ્યો

રાણીએ પૂછ્યુ,—"મિથિલાપુરીના શા સમાચાર છે? આપ રાજમહારાજ અને દિલાલ માધવસિંહ ખુશીમા છે? તેઓએ દુશ્મનોને હઠાવી, તને શુ અમને તેડવા મોકલ્યો છે? વારૂ, પણ તુ દલગીર કેમ દેખાય છે? તારો ચ્હેરો કાંઈ માઠો બનાવ સૂચવે છે, જે હોય તે જલદી જણાવ અમને બહુ ચિંતા થાય છે"

કંઈ પણ ઉત્તર ન આપતા હરિસિંહ રડવા લાગ્યો આ જોઈ રણવીર બોલ્યો,—"મ્હારા પિતાજી તથા વડીલ બધુ ખુશીમા છે? અરે! તું રડે છે કેમ?! બોલતો કેમ નથી?! શુ કંઈ અનિષ્ટ થયુ છે?! હવે અમારી અધીરતા વધાર નહિ, જે કઈ હોય તેનો જલદી ખુલાસો કર"

હરિસિંહે સજળ નેત્રે કહેવા માંડયું,–“ માયાળુ મહારાણી અને કુમારસાહેબ ! કહેવાને મારી જીભ ઉપડતી નથી ! શું કહું ? ! આ કાળોત્રીના સમાચાર કહેતાં પહેલાં એ ઈશ્વર ! મને ઉપાડી લે ! ” એટલું બોલી પાછો બંધ થઈ ગયો; વધુ બોલવાને તેની જીભ ઉપડી નહિ.

એ જોતાંજ કુમાર ગમગીન ચ્હેરે બોલી ઉઠયો,–“મ્હારા નિમકહલાલ નોકર ! તું બોલતાં કેમ અચકાઈ જાય છે ? શું કાંઈ ખરાબી થઇ છે ? મારા પિતાનું અથવા બંધુશ્રીનું શું કંઇ અશુભ થયું છે ? તું જલદી બોલ; અમારી અધીરતાનો અંત આણ. ”

રડતાં રડતાં હરિસિંહે ઉત્તર આપ્યો;–“ કુમારસાહેબ ! હું શું કહું ? ! મહારાજાસાહેબ તથા કુમારશ્રીએ બહાદુરી બતાવવામાં કંઈ કસર રાખી નહિ; પણ દૈવ આપણી ઉપર રૂઠયો, તેથી લડતાં લડતાં આખરે તેઓ રણમાં પડ્યા ! ! ! પરમેશ્વર ! તેમના આત્માને શાંતિ આપો. શત્રુઓ મિથિલાપુરી ઉજડ કરી આપને પકડવા ધસ્યા આવે છે, વાસ્તે જલદીથી હવે આ કિલ્લો છોડી દેવો જોઇયે. ”

હરિસિંહથી વધારે બોલી શકાયું નહિ. વૃદ્ધ રાણી તો સાંભળતાંજ બેશુદ્ધ બની ગઈ. આ માઠી ખબર મહેલમાં ફેલાતાં, દાસ-દાસીઓ અતિ આક્રંદ કરવા લાગ્યાં. કુમાર કલ્પાંત કરતાં વિચારના વમળમાં ઘેરાઇ ગયો.

હરિસિંહ તથા દાસીઓ, રાણીની અને રાજકુમારની આમનાવાસના કરવા લાગ્યા. કુમારે શોકમગ્ન હૃદયે કહ્યુ,—" ઓ વહાલા પિતા ! ઓ બાપુ ! શુ તમે મને એકલો મૂકી ચાલ્યા ગયા ? ! શુ છેવટે પણ મને તમારો મેળાપ નહિ ? શું તમે મને નિરાધાર મૂકી ગયા ! ' હાય ! ઓ ઈશ ! આ તને શુ ગમ્યુ ? ! અરે ! આ તેં શુ કર્યું ? ! ઓ પરમ કૃપાળુ પરમેશ્વર ! અમારા કયા પાપે આમ તને કરવાને સૂઝ્યુ ? ! ઓ મ્હારી જન્મભૂમિ ! તારા ના હાલ ? અરેરે ! શુ તુ શત્રુને શરણ થઈ ? ! શુ મ્હારા હડહડતા શત્રુઓ તારી ઉપર અમલ કરશે ? ! અરે મ્હારા વહાલા ભાઈ ! તમને પણ મ્હારી દયા ન આવી ? તમે મને એકલો મૂકી ક્યા ગયા ? ! અરે ! મ્હારી વૃદ્ધ માતા ! તારા શા હાલ !! હાય ! હવે હુ મ્હારી દુઃખી માતાને શી રીતે શાંત રાખીશ ? ! હવે હું શુ કરૂ ? ! ]"

એમ વિલાપ કરતા કરતા મૂર્છા ખાઇ ધરણીએ ઢળી પડ્યો પાસે ઉભેલા દાસ-દાસીઓએ રાણી તથા કુંવર-ઉપર ગુલાબજળ, પાણી વગેરે છાંટવા માંડ્યુ ઘણીવારે તેઓ સાવધ થયા વૃદ્ધ રાણી, હૈયુ ફાડી નાખે તેવુ કલ્પાંત કરવા લાગી કુમાર અતિ રૂદન કરવા લાગ્યો આ જોઈ હરિસિંહ તથા સેવકવર્ગે તેમને ધૈર્ય આપ્યુ

હરિસિંહે કહ્યુ,—" તમે ધીરજ રાખો. જગત્‌નો રક્ષણ-કર્તા ઈશ્વર સર્વેનો બેલી છે. તમારૂ તે રક્ષણ કરશે ને

સહાય થશે. હવે અહીં રહેવામાં કશો સાર નથી. તમે શોક સમાવી ન્હાસવાની તૈયારી કરો; કેમકે શત્રુઓ હવે જલદીથી અંહી આવી પહોંચશે."

કુંવરે સાવધ થઈ ઉત્તર આપ્યો,– "હું અંહી મરીશ, પણ બાયલાની પેઠે કિલ્લો છોડી ન્હાસી જઇશ નહિ. હું રજપૂત બચ્ચો છું. મારો હાથજ બતાવી આપશે કે મિથિલાપુરીના વીર ક્ષત્રીઓ સાથે લડવાનું કામ સહેલું નથી. આજ મ્હારા ભાઇનું અને પિતાનું વેર બરાબર વાળીશ. મ્હારી સમશેરદેવીને શત્રુના લોહીથી રંગી, મહાકાળી તથા કાળભૈરવને શત્રુદળના સંહારથી તૃપ્ત કરીશ. શત્રુને મારીશ અથવા મરીશ, પણ કિલ્લો મૂકી નામર્દની પેઠે ન્હાસી જઇશ નહિ."

આ સાંભળી રાણી તથા હરિસિંહ ગભરાયાં. તેમણે તેને બહુ બહુ સમજાવી શાંત કર્યો; ત્યારબાદ થોડું-ઘણું જરજવેરાત સાથે લઈ કિલ્લો છોડી ન્હાસી ગયાં.

બીજે દિવસ શત્રુનું સૈન્ય કિલ્લાપાસે આવી પહોંચ્યું. દુર્ગરક્ષકોએ લડ્યાવગર ખજાનાસહિત કિલ્લો શત્રુને સ્વાધીન કર્યો ને પોતે તેમની નોકરી સ્વીકારી. રાણી તથા કુંવરને ત્યાં નહિ જોયાથી જયમતસિંહ નિરાશ થયો. શત્રુઓ પોતાના હાથમાંથી આવી રીતે સટકી ગયેલા જોઈ અત્યંત ખેદ પામ્યો. શોધમાં ચોતરફ તેણે મનુષ્યો દોડાવ્યાં, પણ નિષ્ફળ; કંઇ પત્તોજ ન મળે.

# પ્રકરણ ત્રીજું.

## ખેરપુરની ખુવારી.

રાજા હરિહરસિંહ દિવસેદિવસ ખરાબ અને નીચ હજુરીઆઓની સોબતમા પડવાથી, દુરાચારી, વ્યસની અને દારૂડીઓ બની ગયો રૈયતની વહુ-દીકરીપર કુદૃષ્ટિ કરવા લાગ્યો અને રાજ્યમા જ્યા ત્યાં જુલમ વધવા માંડ્યો રૈયત ત્રાય ત્રાય પોકારવા લાગી. રાજકાજ ઉપરથી તેનુ દીલ ઉત્તરોત્તર ઉતરવા માડ્યુ, ને નીચ હજુરીઆઓસાથે ખુબ મોજ-શોખ અને એશ-આરામમા મચ્યો રહ્યો દિવસે દિવસે રાજ્ય ચલાવવામા થોડુ થોડુ ધ્યાન આપવા લાગ્યો અને છેવટ તે પણ મૂકી દીધુ આથી આખા રાજ્યની અવ્યવસ્થા થઈ રહી લૂટ-ચોરી, લુચ્ચાઈ-ઠગાઈ અને નાના-મ્હોટા ગુનાહોની સ-ખ્યામા વધારો થયો જાન-માલની સલામતીવિષે રૈયતને ધાસ્તી રહેવા માડી આવી રીતે ચોતરફ અધેર પથરાઈ રહ્યુ રાજાના નીચ પાસવાનો, કોઈ સુદર સ્ત્રી જુએ તો છડેચોક તેને ઉપાડી જાય! ખેરપુરની આ કેટલી ખુવારી?!

પતિવ્રતા-સદ્ગુણી રાણી ભાનુમતિથી આ અધેર દેખી શકાયુ નહિ તેણે રાજાને ઘણો બોધ કર્યો, પણ સઘળુ

પથ્થરપર પાણીની પેઠે નિષ્ફળ થયું. વિષયાંધ રાજાની આંખો ઉપદેશથી ઉઘડી નહિ પણ ઉલટો હજુરીઆઓની શિખવણીથી રાણીઉપર અભાવ થયો. જનાનામાં જવાનું તેણે બંધ કર્યું. ખટપટીઆ હજુરીઓ આટલીજ ખળતા વાપરીને અટકયા નહિ; તેઓએ આ હિણભાગી નૃપતિને ભંભેરી, રાણીપર ખોટાં આળ ઓઢાડ્યાં ને તે બિચારીને કારાગૃહમાં પૂરાવી.

જૂના પ્રધાન, સેનાપતિ, ખજાનચી, ન્યાયાધીશ, વગેરે સારા સારા અમલદારોને રજા આપી અને તેમની જગ્યાએ આ અનીતિમાન્ અને નીચ હજુરીઆઓને નેમ્યા. હવે રાજ્યવ્યવસ્થાવિષે શું પૂછવું?

અનીતિ-અનાચારથી પ્રજાપુકાર વધી પડયો. રૈયતનો મોટો ભાગ શહેર છોડી ન્હાસી ગયો ને શહેર લગભગ ઉજડ જેવું થઇ પડ્યું. એ રીતે મૂર્ખ અને અવિચારી રાજાને પોતાના હાથમાં લઈ, રાજ્યતીજોરીમાંથી ઘણું ધન હલકા હજુરીઆઓએ હાથ કર્યું. રાજ્યકોષનું તળિયું દેખાવાથી તેઓ નવા કરો નાખી પ્રજાને નીચોવવા લાગ્યા અને રાજાને રમકડાં જેવો કરી મૂકયો. રાજા તો નામનોજ રહ્યો અને ખરી રીતે જોતાં રાજ્ય તો તે લોકો કરવા લાગ્યા. મુખ્ય હજુરી ક્રૂરસિંહ જે એક હલકા કુળનો રજપૂત હતો, તે હમણાં પ્રધાનપદે નેમાયો. તેણે પોતાની સ્વરૂપવતી

બહેન દેવળદેવી જેના ઉપર રાજા મોહિત થયેલો હતો, તે તેને પરણાવી

આ સઘળો અનાચાર, પ્રપંચ અને અવ્યવસ્થા જોઈ ભાનુમતિ અતિ અકળાઈ પોતાના પિતા રણસંગ્રામમાં ગત થયાની કશી ખબર નહોતી, તેથી તેણે ચાલતા પ્રસંગનો એક સવિસ્તર પત્ર લખી, રૂપા કાસદસાથે રવાના કર્યો રાત્રદિવસ ચિંતાતુર અને દુખી રહેવાથી ભાનુમતિની કાન્તિ નિસ્તેજ થવા લાગી એકાંત કેદખાનામાં ઝૂરી ઝૂરીને તે બિચારી કાષ્ટવત્ થઈ ગઈ।



# પ્રકરણ ચોથું.

## રણવીરસિંહનું લૂટાવું.



માઘ માસની ઘોર અંધારી મધ્યરાત્રિયે આશરે પંદર માણસોની એક ટોળી ભયંકર જંગલમાં જતી હતી. એમાં એક મિયાનો, ત્રણ ઘોડેસ્વારો અને બીજા પાયદળ હતા. ઉજાશમાટે પોતાસાથે તેણે એક મસાલ રાખેલી હતી. એકદમ સોએક લૂટારૂઓની ટોળીએ આ ન્હાની ટોળીને ઘેરી. તેના સરદારે પૂછ્યું,–"તમે કોણ છો અને ક્યાં જાઓ છો ?"

પહેલાએ દમામથી જવાબ આપ્યો,–"અમે રજપૂત છીએ અને પાસેના ગામમાં જઇએ છીએ. તમે તમારે રસ્તે ચાલ્યા જાઓ. તમને અમારૂં શું કામ છે?"

લૂટારાએ ડોળા ન્હડાવીને કહ્યું,–"અમે તમને પૂછીએ છીએ તેમાં આટલા તપી શાને જાઓ છો ? અમે તમને પૂછીએ તેનો સિધો જવાબ આપો, નહિ તો તમો સઘળાને કેદ કરશું. અમારા રાજાનું ઝવેરાત ચોરાતાં અમે તેની શોધમાં નીકળ્યા છીએ. તમને રાત્રીને સમયે અત્રેથી પસાર થતાં જોઇ અટકાવ્યા છે. અમને તમારી ઉપર શક છે; માટે તમો સઘળાની પૂરતી ચોકસી કરી જવા દઇશું.

જો તમારી પાસેથી અમારા રાજાનો અસબાબ નીકળશે તો તમને કેદ કરશુ, અને નહિ તો તમે તમારે રસ્તે ચાલ્યા જજો."

કુવરે ક્રોધિત થઈ કહ્યુ,–"હરામખોરો! તમે અમને ચોરખોર જાણો છો કે શું? મુગા મુગા ચાલ્યા જાઓ, નહિ તો આ તલવારના ફળ ચાખવા પડશે"

લૂટારાઓએ લબાર હઠા પડી જવાબ આપ્યો,–"જોયુ જોયુ તારૂ પરાક્રમ! આટલી બધી લાયરી શાની કરે છે? તારા જેવા કઇકને અમે બાધી બેસાડ્યા છે જરા વાસે ફરી જોતો ખરો કે તારા માણસોના શા હાલ થયા છે? પછી ખકળફાટ કરજે"

કુવરે પીઠ ફેરવી જોયુ તો દરેક માણસ બાધેલો છે! એટલામા વળી તેના અગઉપર ઓચિતા દશ-પદર લૂટારા ધસી આવ્યા! હથિયારો છીનવી લઇ, નીચે પટકી તેના હાથ-પગ બાધી મૂક્યા, જર-ઝવેરાત સઘળુ લૂટી લીધુ, પાલખી વગેરે જે ન લઈ શકાય તે સઘળુ બાળી નાખ્યુ, અને ઘોડાઓને છૂટા છોડી મૂકી ચાલતા થયા

રાજકુવર તથા રાણીની આ દુર્દશા જોયા છતા તે નિમકહરામ નોકરો તેમને એકલા જગલમા મૂકી ચાલતા થયા પોતાની આવી દીન સ્થિતિ જોઈ વૃદ્ધ રાણી રૂદન કરવા લાગી કુવરે તેને શાત પાડી કહ્યુ,—"માજી! હાલ દૈવ આપણાપર પ્રતિકૂલ છે વખતજ આપણો નથી એ-

ટલે પડતીપર પડતી આવે છે. આપ તદન થાકી ગયા છો, માટે નિરાંતે સૂઈ જાઓ. હું આપની પાસે બેઠોછું.”

આવાં અનેક શાંતિદાયક–આશ્વાસનનાં વચનો કહી, કુંવરે તેને પોઢાડી. આખો દિવસ પગે ચાલતાં થાકી ગએલી વૃદ્ધ રાણી, થોડી વારમાં નિદ્રાવશ થઈ. રાજકુંવર વિચાર કરવા લાગ્યો,– “ઓ ઇશ્વર! તારી શી ગતિ છે?! અહાહા!! મારી વહાલી માતા, જેને મહેલની સુંવાળી શય્યા પણ ખુંચતી તે આજ અઘોર અરણ્યમાં ઘાસપર પડી છે! જેની સેવામાં સંખ્યાબંધ દાસ-દાસીઓ હાજર, તે આજ કેવળ અરક્ષિત થઈ પડી છે. અહો ઇશ્વર! એ પણ તારીજ કૃતિ! તરણનો મેરૂ ને મેરૂનું તરણ, રાયનો રંક ને રંકનો રાય, તે તું કરનાર છે. તારી અકળ ગતિને કોઈ પહોંચી શકયું નથી.”

આમ વિચાર કરતાં રાત વિતી ગઈ ને પ્રભાત થયું. સૂર્ય પોતાનાં સોનેરી કિરણો સાથે ધીરે ધીરે પ્રકાશિત થયો. વૃદ્ધ રાણી નિદ્રાથી જાગી. પછી બેઉએ નેપાળ જઇ ત્યાંના નરેશનો આશ્રય લેવા નિશ્ચય કર્યો. રાજમાતા અને કુંવરે મુસાફરી શરૂ કરી. અઘોર વન કાપતાં કાપતાં અંતે બરફથી પરિવેષ્ટિત થયેલા હિમાલય પર્વતના અતિ ઘીચ જંગલવાળા રાની અને પહાડી પ્રદેશમાં તેઓ આવી પહોંચ્યાં.

# પ્રકરણ પાંચમું.

## ભાનુમતિનો પત્ર.


સાંજ પડી સૂર્ય આખો દિવસ ફરવાથી જાણે થાકી ગયો હોય, તેમ પોતાનું મુખ લાલચોળ કરી સૃષ્ટિ–મર્યાદામાં અલોપ થયો વનમાં રાની પશુઓના ભયંકર નાદો સંભળાવા લાગ્યા એ સમયે, અનેક ટેકરા-ટેકરી ઓળંગી રાજમાતા સંદોદરી તથા કુમાર રણવીરસિંહ મ્હોટા ઘીચ વનમા આવ્યા. ધીમે ધીમે રસ્તો કાપી જતાં હતા, તેવામા તેમની નજર એક શબ ઉપર ગઈ પાસે જઈ જોતા, કોઇએ તરતનો મારી નાખેલો માણસ જણાયો. તેની બાજુમા લોહીથી રગદોળાયલી તલવાર હતી રણવીરની તલવાર લૂટારૂઓને હાથ ગયેલી, તેથી તેણે તે ઉપાડી કમરે બાંધી. એટલામાં એક લોહીથી ખરડાયેલી ચીઠ્ઠી દીઠી. તે વાચી વિલાપ કરવા લાગ્યો વિવેકી વાચનાર ! આ ચીઠ્ઠી બીજા કોઇએ નહિ, પણ પવિત્ર ભાનુમતિએ પોતાના પિતાને લખેલી, તેજ હતી

કુવરને શોક કરતો જોઈ રાજમાતાએ પૂછ્યુ,–"પુત્ર ! એ ચીઠ્ઠી કોની છે? એમા શુ લખ્યુ છે? મને વાચી સભળાવ"

રણવીરે રડતાં રડતાં વાંચવા માંડ્યું;–

" પૂજ્ય પિતાજી !

" હું મ્હારા સંતાપનું શું વર્ણન કરૂં ? લખતાં મ્હારૂં હૈયું
" ભરાઈ આવે છે. મ્હારાઉપર દુઃખ પડવામાં કંઈ ખામી
" રહી નથી. તમારા જામાત્ર નીચ હજુરીઆઓની સોબતમાં
" પડી દારૂડીઆ, વ્યસની અને વિષયી બની ગયા છે. આખાં
" રાજ્યમાં અંધેર ચાલી રહ્યું છે ! શહેર લગભગ ઉજડ જેવું
" થઈ ગયું છે ! આખો દેશ પાયમાલ થવા આવ્યો છે !
" ગરીબ-રાંકડી પ્રજાપર અત્યંત તાપ અને ત્રાસ વરસી
" રહ્યો છે ! સારા ઘરની લાજ આબરૂ સચવાતી નથી !
" પોતે રાજકાજમાં બિલકુલ લક્ષ આપતા નથી. દુષ્ટ અને
" અનાચારી હજુરીઆઓ મરજી મુજબ મ્હાલે છે અને
" ગરીબ પ્રજાપર જુલમ ગુજરે છે ! રાજ્યખજાનો ખૂટ્યો છે
" ને તીજોરીનું તળિયું દેખાવા લાગ્યું છે. હજુરીઆઓ-
" એ પોતાનાં ઘર ભરી મૂક્યાં છે. એ દુષ્ટો એટલું કરીને
" તૃપ્ત ન થયા ત્યારે વળી મ્હારી અને મહારાજાની વચ્ચે
" વિક્ષેપ પડાવ્યો છે. સઘળી બાબતોપર મેં એમનું ઘણું
" ધ્યાન ખેંચ્યું અને સમજાવવા માંડ્યું, ત્યારે તેમણે તેનો
" બદલો કેવી રીતે વાળ્યો તે જુઓઃ– મનુષ્યરૂપે અવતરેલા
" એ ઘાતકી પ્રાણીઓએ મ્હારાપર ન છાજતાં ને કેવળ
" ખોટાં આળ ઓઢાડી મને કારાગૃહમાં પૂરાવી ! ત્યાં પણ
" મને જંપ નથી.

"નિરંતર પરમકૃપાળુ પરમેશ્વરની હું પ્રાર્થના કરૂં છું
"કે,–મ્હારા પતિ જાગૃતિમાં આવે અને મને તેમજ મ્હારા
"દેશને હું ખસમુદ્રથી તારે. પિતાજી! વધુ હું શું લખું?
"લખતાં હૃદય ચીરાઈ જાય છે. શિરછત્ર! હું તમારેજ
"આશરે છું. જલદીથી તમે મને આ દુઃખથી મુક્ત કરો.
"મ્હારાથી હવે સહેવાતું નથી. તમે જો મ્હારા સંકટનો
"સત્વર ઉપાય નહિ કરો તો મ્હારે દેહત્યાગ કરવો પડશે.

"મ્હારા માયાળુ માતાને પ્રેમયુક્ત ઘણા ઘણા પ્રણામ
"કહેશો. બંધુ માધવસિંહ, રણવીરસિંહ તથા માજી અને
"આપ સર્વ આરોગ્ય હશો.

"અંતે પણ મ્હારી ફરીથી એજ વિનતી છે કે ઉપલી
"બાબતનો જેમ બને તેમ ત્વરાથી બંદોબસ્ત કરશો.
"સં૦ . માઘ શુદિ ૨

તમારી આભારી, અભાગી

ભાનુમતિ."

પત્ર સાંભળતાંજ રાજમાતા શોક કરવા લાગ્યાં. રણ-
વીરે તેમનાં મનનું શાંત્વન કરી કહ્યું,–'સર્વજ્ઞ ઈશ્વર!
અમે એવો શો અપરાધ કર્યો કે આટલી બધી અવકૃપા?
દુઃખમાં કાંઇ બાકી રહી નથી. પિતા અને બંધુ અમને
રખડતા મૂકી ચાલ્યા ગયા, અને પવિત્ર બ્હેન કાગળ-
હમાં!! વહાલી ભગિની ભાનુમતિ! તને થોડીજ ખબર

હશે કે અમારી પણ આવી વિષમ સ્થિતિ થઇ છે. પિતા અને બંધુ લડાઈમાં મરાયા અને અમે આમ નિરાધાર–અનાથવત્ રખડતાં છીએ !" આટલું બોલી, અશ્રુ સારતી માતાને ધૈર્ય આપવા લાગ્યો.

એટલામાં લગભગ અંધારૂં થયું અને રાત્રી પડી. આસપાસથી થોડાં ફળો કુમાર વીણી લાવ્યો. થાકેલી વૃદ્ધ માતાને તે ખાવા મૂક્યાં. વધ્યાં તે પોતે ખાધાં. માતાને વૃક્ષતળે સુવરાવી પોતે તેની સેવા કરી. થોડીવારમાં તે નિદ્રાવશ થઇ ને થાકેલા કુંવરને પણ સહેજવારમાં નિદ્રાદેવીએ ઘેરી લીધો.

પ્રભાત થતાં મા-દીકરો પાછાં પંથે પડ્યાં.



# પ્રકરણ છઠ્ઠું.

## વીરભદ્ર અને લૂટારાઓ.

સંધ્યા થઈ. દુનિયામાંચતા દુરાચારથી કટાળી, સૂર્યદેવ જાણે પોતાની વિલક્ષણ મુખમુદ્રા કરી દૃષ્ટિમર્યાદામા અલોપ થયા નિરતર બરફથી ઢકાયેલા કૈલાસમય હિમાલયપર્વતની તળેટીએ આવેલા અને લીલોતરીથી ભરપૂર પહાડોના ધીચ ઝાડીવાળા ભાગોમા, એક ઘોડેસ્વાર ધીરે ધીરે પસાર થતો હતો. દેખાવ ઉપરથી તે કોઈ રાજવંશી હોય એમ લાગતું હતું તેના મન માનો ગભરાટ તેની મુખમુદ્રાપર બહાર નીકળી આવતો હતો

લગભગ સઘળે અધારૂ અને સાથે ઝાડી તેથી કાઈ સૂઝતું નહોતુ ઘોડો ઘડીએ ઘડીએ ઠોકરાતો હતો મનમા વિચાર આવતા તેને થોભાવ્યો અને ધાર્યું કે,–"શિકારની ધૂનમા એકદમ મિદ્ધો ઘોડો હોડાવતો આવ્યો અને સાથીઓ તો દૂર રહી ગયા અધારામા રસ્તો બિલકુલ સૂઝતો નથી ખરે ! હુ રસ્તો ભૂલ્યો હોઉં એમ લાગે છે આ તો પૂરી વિટબના ! ચાલ જીવ, બહુકના તો બહાર કરી જોઉં ! સગાથીઓ ને નજીકમા હશે તો ઉત્તર આપશે, નહિ તો પછી જેવી હરીચ્છા !"

કેટલાક બંદૂકના બહાર કર્યા, પણ નિષ્ફળ. બિયાબાન જંગલમાં માત્ર તેનો પ્રતિધ્વનિજ થયો. નિરાશ વદને ઈશ્વરને સંભારતો આગળ ચાલ્યો. રાત પડી ને અંધારૂં વધ્યું. આસપાસ સઘળું અંધકારમય ભાસવા લાગ્યું. મહા મુશીબતે રસ્તો કાપવા લાગ્યો. અશ્વે એકાએક ઠોકર ખાધી ને તે સાથે કુમાર પણ નીચે પડયો. તરતજ તે પાછો ઉઠયો અને ઘોડાને થાબડી સવાર થઈ આગળ વધ્યો.

આસપાસ સગળે શાંતિમય હતું. માત્ર થાકેલા ઘોડાનો શ્વાસ અને થોડે દૂર આવેલી નદીના ઘોધનો સુધવાટ સંભળાતો હતો. આ ઉપરથી ધાર્યું કે, નજીકમાં નદી હોવી જોઈયે. અર્ધા કલાકમાં તે નદી તીરે આવી પહોંચ્યો. ઘોડાપરથી નીચે ઉતરી તંગ ઢીલો કર્યો. એટલામાં થોડું થોડું ચંદ્રનું અજવાળું, ઝાડીમાંથી આવવા લાગ્યું. સામાન નીચે ઉતારી ઘોડાને ચારો ખાવા છૂટો મૂકી દીધો.

શરદ ઋતુની રાત્રી તેથી ઠંડી સખત હતી; આથી વધારે ધીચ ભાગમાં જવાની જરૂર જણાઈ. જમીન ઉપર સ્વસ્થતાથી બેઠો. વિચાર કરતાં માલમ પડયું કે,–'જે ભાગમાં જંગલી લૂટારાઓ ત્રાસ વર્ત્તાવી રહ્યા હતા, તેજ આ સ્થળ!' વિચાર કરતાં જરા ચમકયો અને દર પળે લૂટારાઓને હાથે કેદ પકડાવાની ધાસ્તી લાગી.

"હા દૈવ! તારી ગતિ ન્યારી છે. હું ક્યાં અને આ ઘોર અરણ્ય ક્યાં?! અહા! એક મ્હોટાં રાજ્યનો હું એકનો એક

કુંવર આજે આ દશાએ આવી પહોંચ્યો છુ અહી નિર્જન વનમા હુ એકલો છુ માણસોથી પણ વિખૂટો પડયો અહા ! મને કેવી કુબુદ્ધિ સૂઝી કે શિકારને માટે આતુર થઈ આમ એકદમ ઘોડો દોડાવતો અહી આવી ચ્હડયો? જો આ વખતે લુટારૂઓની ટોળી ઘસી આવે તો મ્હારા શા હાલ ? ! અને તે ખરૂ જગત્‌પતિ ઈશ્વર સર્વનો રક્ષણકર્ત્તા છે ”

વિચાર કરતા કરતા આખા દિવસની રખડથી થાકીને લોથ પોથ તથા ક્ષુધાતુર થયેલો આ રાજવંશી મુસાફર નિદ્રાદેવીનો ભોગ થઈ પડયો પ્રિય વાચનાર ! એ કોણ હતો ? નેપાલના મહારાજા ઉદયરત્નનો કુવર વીરભદ્ર

સ્હવાર પડી આસપાસ ઉંચા પહાડોના શિખરપર ઉદયાચળે દર્શન દીધા. નીચલી ખીણોમા તેનો પૂરતો પ્રકાશ નહિ પ્રસરવાથી ત્યાં થોડુ થોડુ અધારૂ હતું ઝાડીમાં એકાએક ખળભળાટ થવાથી રાજપુત્ર જાગી ઉઠયો બદુક ભરી તૈયારી કરીને શુ થાય છે તે જોવા ઉભો એવામા ઉપરના ઝાડોની ડાળીઓ તૂટવાનો અવાજ આવ્યો ઉચે નજર કરી જોયુ તો બે પુરુષો જેવા કોઈ નીચે ઉતરતા જણાયા ભય પામે આવેલુ જોઈ રાજપુત્રે તેનાપર બદુક તાકી ! એક બોલ્યો,—“ ગભરાઓ નહિ, તમારા હથિયાર નીચે મૂકો, અમે દુશ્મન નહિ પણ દોસ્ત છીએ ”

થોડીવારમા આ ખરબચડા ચહેરાવાળા અને જગલી વસ્ત્ર પહેરેલા એવા પુરુષો પાસે આવી પહોચ્યા. હાથેહાથ

મેળવ્યા. એક જણ સરદાર જેવો લાગતો હતો, તેણે કહ્યું,–
"હું ધારૂં છું કે ગઈ રાત્રે તમે સારી પેઠે ઉંઘ્યા હશો. પણ
તમે સામે દેખાતા પેલા અમારા રહેઠાણમાં કેમ ન આવ્યા?
થોડે દૂર તમારૂં ધ્યાન ખેંચવા અમે બળતું કર્યું હતું તે
તમે ન જોયું? રાત્રિયેજ અમે તમને તેડવા આવત, પણ
આસપાસનાં જંગલીઓને દૂર કરવા તમે જે બંદુકના બહાર
કરતા હતા, તે કદાચ અમને પાસે આવેલા જોઈ અમારા-
પર કરો, તેથી આવ્યા નહિ."

રાજકુમારે તેમને કંઈ કહ્યું નહિ, તેટલામાં તો તેઓ
ચાલી ગયા! થોડી વારમાંજ તેઓ પાછા કુંવરના ઘોડાને
લઈ આવ્યા. તે પર સામાન નાખ્યો અને રાજકુમારને
કહ્યું,–"અસ્વાર થાઓ." એક જણ આગળ ચાલ્યો અને
બીજો લગામ પકડી દોરવા લાગ્યો. રાજકુંવર એ જોઈ અજા-
યબીમાં પડ્યો અને વિચાર્યું:–"આનો શો અર્થ?! આ
બન્ને રજપૂત લાગે છે. આ ભયંકર અરણ્યમાં જંગલીઓ
સાથે તેઓ શામાટે રહ્યા હશે? અંહી કોઈ પણ રજપૂત
હોય એવું તો સાંભળ્યુંજ નથી. તેઓએ મને આટલું બધું
માન આપ્યું તેનું શું કારણ? વળી મારા ઘોડાની લગામ
ઝાલી ચાલે છે, તેમાં શો હેતુ હશે? કંઈ સમજાતું નથી."

આમ વિચાર કરતો રાજકુંવર એમની સાથે આગળ
વધ્યો. નદીની નજીક આવી પહોંચ્યા. તેમાં પાણી બહુ થોડું

પણ વેગ વધારે હતો થોડી ઘણી મુશીબતે તેઓ સામે પાર પહોંચ્યા

એકાએક વિચાર સૂઝી આવતાં કુવરે તેમને પૂછ્યુ,– "ભાઇ ! કાલ સામે દેખાતી ટેકરીઓમા મ્હારાથી છુટા પડેલા માણસો તમે દીઠા હતા ? જાણતા હો તો કૃપા કરી મને તેની પાસે લઈ જાઓ, અથવા ત્યા જવાનો મને માર્ગ બતાવો "

પેલા સરદાર જેવા પુરુષે સામુ પૂછ્યુ,–"શુ તમારી સાથે બીજા કોઈ માણસો છે ? તમે શુ ભૂલા પડ્યા છો ? તમે નસીબદાર કે રાત્રીની વેળાએ અમને જોયા, નહિ તો તમે અર્ધ નગ્ન અને જંગલી રાનવાસીઓના ક્યારનાએ ભોગ થઈ પડ્યા હોત "

કુવર–"આ કઈ મ્હારા પૂછવાનો ઉત્તર નથી "

બીજો માણસ–"અમે તમારા સિવાય બીજા કોઈ માણસને જોયો નથી '

સરદાર–"ચાલો, થોડે છેટે આવેલી અમારી ગુફામા આપણે ભોજન કરીએ પછી આપને આપની રાજધાનીમા મૂકી જઈશુ "

આમ વાતો કરતા કરતા પહાડની ટોચપર આવી પહોંચ્યા બીજી એક ખીણ જે આગલી ખીણ કરતા વધારે રમણીય તથા સુદર હતી તે પર તેમની નજર પડી એના મધ્ય ભાગે એક નાનુ પણ રળિયામણુ સરોવર હતુ ચારે

બાજુ ઘીચ સુંદર ઝાડી અને લીલોતરીથી ભરપુર આકાશ સાથે ડોકિયાં કરતા પહાડો આવેલા હતા. એથી તેમનો દેખાવ રમ્ય અને આનંદમય લાગતો હતો. એની આસપાસ રૂપેરી ચાદર પાથરી હોય તેમ લીલા–પીળા રંગરંગની વનસ્પતી પથરાઈ રહી હતી.

આ કુદરતી દેખાવ જોતાં જોતાં અને રાજકુમારનાં વખાણ કરતાં કરતાં તેઓ આગળ વધ્યા. પેલા બે પુરુષો કાંઈ અજાણી ભાષામાં વાત કરવા લાગ્યા, જે કુંવર સમજી શક્યો નહિ. થોડી વારમાં તેઓ પર્વત ઉતરવા લાગ્યા અને ઝાડીઓમાં દાખલ થયા. સઘળા વધારે ઘીચ ભાગમાં આવી પહોંચ્યા. પેલા સ્વાર જેવા પુરુષે મોટેથી તીણી સિસોડી વગાડી કે તરતજ હાથમાં તીર-કામઠાં અને કમરમાં તલવાર લટકાવેલી એવા અર્ધ નગ્ન જંગલીઓનું આશરે સોએક માણસોનું ટોળું આસપાસનાં ઝાડોપરથી ઓચિંતું કુદી પડયું. રાજકુમાર એથી ચમક્યો અને ક્રોધિત થઈ આંખો ચ્હડાવી ગર્જના કરતો બોલ્યો,—

" જંગલીઓ ! દગો દગો; બાયલા ! નિમકહરામ ! અંતે દગો કર્યો ?!" આટલું બોલતાંજ તલવાર કાઢી સામે થયો.

સરદારે ઠંડે કલેજે ઉત્તર આપ્યો,—" શાંત થાઓ, ધીરજ ધરો, તરવાર મ્યાન કરો, ગભરાઓ નહિ. હા, તેઓ જંગલી છે, પણ તમારે તેમનાથી કંઈ પણ બ્હિવાનું નથી. તેઓ આપણા માણસો છે. રસ્તો ખરાબ હોવાથી તેઓ આપણને રહેઠાણમાં મૂકવા આવશે."

એવુ કહી સમજાવીને શાંત પાડયો. વળી તેઓએ અજાણી ભાષામાં કંઈ વાતચીત કરી અને આ નાની ટોળી જવા લાગી થોડા ઘીચ ઝાડીવાળા ટેકરા ઓળંગ્યા પછી મધ્યાહ્ન વખતે એક મ્હોટા ખડકપાસે તેઓ જઈ ઉભા.

સરદારે કુવરને કહ્યું,-"હવે આપણે, મેં પ્રથમ કહેલા પહાડી રહેઠાણપાસે આવી પહોંચ્યા છીએ. તમે નચિંત થઇ નીચે ઉતરો અને આ માણુસને ઘોડો સોંપી દ્યો"

કુવર નીચે ઉતર્યો કે તુરત દેખાડેલ એક માણુસે લગામ પકડી ને બીજા માણુસે કુવરના હાથમાથી બંદુક ખેંચી લીધી!! કુવર જરા ગભરાયો, પણ તેટલાં પેલા સરદારે તેનો હાથ ઝાલ્યો અને ગુફાના મોં પાસે લઈ જઇ કહ્યુ,-"તમારે બિલકુલ ગભરાવુ નહિ આ અમારા પહાડી રહેઠાણનો દરવાજો છે તમે, તમારો ઘોડો તથા બંદુક સહુ સલામત છે, તે વિષે જરા પણ ફિકર કરશો નહિ હવે તમે કઈપણ બોલ્યાવગર અંદર પધારો"

ગુફામા દાખલ થયા. સાથે બે માણુસો પણ અંદર આવ્યા બીજા માણુસો દરવાજા બહાર બેઠા અંદરના ભાગમા આ ગુફા જરા ભભકાદાર હતી દીવાલઉપર હાથી ગાયો, ભેંસો, ઘોડા, બળદો, સિંહ, વાઘ, ચિત્તા, ઘરુ, શિયાલ, હરણ-વગેરે ઘણી જાતના જનાવરો, પક્ષીઓ, જગલો, નદીઓ તથા પહાડોના રગ બેરગી ચિત્રો ચિતરેલા હતા.

રાજકુમારની ખાત્રી થઈ કે, જે જગલી લૂટારૂ ટોળી-

વિષે તેણે સાંભળ્યું હતું તેની આ ગુફા છે. તે ઘણી ઉંડી, ઉંચી અને લગભગ ચાલીશ-પચાશ ફુટ ચોરસ હતી. તેના એક ખૂણામાંથી અંદર બીજી ગુફામાં જવાની એક સાંકડી ગલ્લી હતી.

પ્રિય વાંચનાર ! મારે અત્રે કહેવું જોઇયે કે પેલો સરદાર કોઇજ નહિ પણ નેપાલના રાજાએ દેશનિકાલ કરેલો અમીર જાલમસિંહ હતો. આશરે વીશ વર્ષઉપર રાજ્યવિરુદ્ધ ખટપટ કરવાના વાંકમાટે તેને દેશપારની સજા થઈ હતી. પંદર વર્ષ થયાં તેણે જંગલીઓની સરદારી લીધી હતી, અને આજે લગભગ ચાર હજાર જંગલીઓનું જૂથ તેની-પાસે તૈયાર હતું. બાર વર્ષ થયાં તે અહીં રહેતો હતો ને વારંવાર નેપાલપર ધાડ પાડી ત્રાસ વર્તાવતો હતો. તેને પકડવા માટે નેપાળના રાજા તરફથી લશ્કરી ટુકડીઓ ઠામ ઠામ ફરતી હતી.

જાલમસિંહે એક તીણી સિસોટી વગાડી કે તરતજ પેલા ખૂણાની સાંકડી ગલ્લીમાંથી એક અર્ધ નગ્ન તરુણ વયની જંગલી સ્ત્રી ત્યાં આવીને ઉભી ! જાલમે તેને અજાણી ભાષામાં કંઈ કહ્યું કે તુરત પાછી અંદર ગઇ. થોડીવારમાં ચાર માણસો સાથે ખાવાનું લઈ તે પાછી આવી. કુંવર અને એ ચારે જણા ખાવાને બેઠા. ભૂખ્યો હોવાથી કુંવર પેટ ભરીને જમ્યો. બધા જમી રહ્યા કે તુરત પેલી સ્ત્રી થાળીઓ લઇ અંદર ચાલી ગઈ. થોડી વારે કેટલાક

જગલી મેવા લઇને તે પાછી આવી અને કુવર આગળ મૂક્યો. મેવો ખાધા પછી કુવરે વિચાર્યું,—

"ગુફામાં દાખલ થયા પછી આ લોકો મારી સાથે બોલતા નથી, તેમજ મારીપાસેથી હથિયાર પણ લઇ લીધા, તે ઉપરથી શું સમજવું ? શું એ લોકો મને કેદ કરવા ધારે છે ? કંઈ માલુમ પડતુ નથી હું પ્રથમથીજ ધારતો હતો કે એ મને કેદ કરશે. ઈશ્વર ! મને સહાય કરો ! હાલ તો ખરેખર હુ તેમનાજ હાથમાં અને તેમનાજ રક્ષણ તળે આવી પડ્યો છુ પણ હવે બચવાનાં સાધન શોધવા જોઇયે. આટલા બધા જગલી અને ઝનુની લોકો વચ્ચેથી નાશી જવાનો પ્રયત્ન સફળ થાય, એ અશક્ય છે ગમે તેમ કરીને પણ એ લોકોની ધારણા જાણી લેવી જોઇયે. ધારવાપ્રમાણે આ બે રજપૂતોને આપણા દેશમાથી દેશપાર કરેલા છે, અને ખરે જો તેમજ હોય તો છુટકારાની આશા રાખવી ફોકટ ચાલ જીવ ! હું તેમને પૂછુ કે તમે કોણ છો?"

આ પ્રમાણે વિચાર કરીને પૂછ્યુ,—"ભાઈઓ ! તમે કોણ છો ? આ અઘોર વનમા જગલીઓસાથે કેમ વસો છો ?"

જાલમસિંહ—"હુ તમને સારી પેઠે ઓળખુછુ તમે નેપાળેશ્વરના વીરભદ્ર નામે કુવર છો. તમે શિકારમાટે આ બાજુએ આવેલા છો, એવી ખબર ગઈ કાલે જાસુસ માર્ફતે અમને મળી ગઈ સાઝે જ્યારે તમે નદીતરફ જતા હતા ત્યારે તેણેજ અમને તમારી ઓળખાણ આપી હતી

તમે અમારાવિષે જાણવા ઇચ્છો છો પણ હું દલગીર છું કે તે જણાવી શકતો નથી. વખત આવે તમને બધું સમજાશે. હું હવે તમને વધારે વખત અંધારામાં રાખવા ઇચ્છતો નથી. તમને ખુલ્લે ખુલ્લું મ્હારે જણાવવું જોઇયે કે હવે અહીંથી તમને જવા દેવામાં નહિ આવે. આ ગુફા તમારી પોતાની સમજીનેજ તમારે રહેવું. અંદર ગમે ત્યાં ફરો હરો તેની તમને છૂટ છે. અંહીના લોકો તમોને માન આપશે ને તમારી નોકરી ઉઠાવશે. તમારે આ ગુફાના ધણી થઇ રહેવું ને કોઇ વાતની ફિકર કરવી નહિ. આટલી બધી અમે તમને સગવડ કરી આપીએ તે છતાં જો તમો ન્હાસવાનું કરશો તો બધી છૂટ પાછી ખેંચી લઇ તમારે હાથે જંજીર જડવામાં આવશે"

રાજકુમાર—"મહેરબાની કરી જણાવશો કે તમે મને શામાટે કેદ કરો છો? કૃપા કરી મને જવા દ્યો. આ આભાર જીવતાં સુધી હું ભૂલીશ નહિ."

કાંઈપણ ઉત્તર નહિ મળવાથી કુંવર ગુસ્સે થઈ બોલ્યો,—

"દુષ્ટો! કેદ કરવાની તમારી શી ધારણા છે તે હું સમજી શકતો નથી. કેદ કરવો હતો તો તમારે આમ દગો રમવો નહોતો. ભોળવી, પટાવી તમે મને અંહી લઈ આવ્યા, મ્હારાં હથિયાર લઇ લીધાં અને હવે મને કેદ કરો છો!! લ્યાનત છે તમને! શરમ છે તમને!! અહા! આ વખતે જો મ્હારી પાસે હથિયાર હોત તો હું તમને

મ્હારો હાથ દેખાડતે, પણ અન્યુ તે ખરૂ તમારે મને લૂટવો હોય તો લૂટીને પણ જવા દો મ્હારા હથિયાર રાખો પણ મને છોડી દો વગર ફોકટનો શામાટે મને કેદ કરો છો? ઈશ્વરના ગુન્હેગાર બનો છો!"

કંઈજ ઉત્તર નહિ મળવાથી તે શોચ કરતો વિચારવા લાગ્યો,–"આટલી નાની વયમા કેદખાનુ?! અરે! ઓ જગત્‌ના પાળક! મને આ કારાગૃહમાથી છોડવ મને સહાય થા! ઓ વૃદ્ધ માતા-પિતા! તમને થોડીજ ખબર હશે કે તમારો લાડકવાયો કુવર, આ જગલી, દુષ્ટ અને લૂટારૂ ટોળીના હાથમા સપડાયો છે અરેરે! જ્યારે તમને મ્હારા ગુમ થયાના સમાચાર મળશે ત્યારે તમને કેટલુ દુ ખ થશે?! શોકમા ને શોકમાં, કદાચ તેઓ પોતાના દેહનો પણ પાત કરશે, અરે ઓ ઈશ! તું તેઓનુ રક્ષણ કરજે, ઓ જગન્નાથ! જગત્‌પિતા! એમને શાતિ આપ હવે મ્હારે ન્હાસવાની યુક્તિ કરવી જોઇએ, પણ જો ઉતાવળ કરૂ તો હાથમા કડી જડાય ને વધારે આપત્તિ વેઠવી પડે, વાસ્તે હમણા તો મ્હારે વખત વિચારી વર્તવુ, એજ કર્તવ્ય છે "



# પ્રકરણ સાતમું.

## કુંવરનો જન્મ-દાસીની સ્વામિભક્તિ.

શુદ્ધ અંતઃકરણની પણ ભાગ્યહીન ભાનુમતિને આજે કારાગૃહમાં પડે લગભગ ચાર મહિના થયા હતા. તેને સૂર્ય જેવો તેજસ્વી પુત્ર પ્રસવ્યો. આથી તેને તેમજ દાસી રત્નીને ઘણોજ આનંદ થાય તેમાં શું આશ્ચર્ય ?

આ વાતને લગભગ બે મહિના થવા આવ્યા. દિવસે દિવસે કુંવર મ્હોટો થતો ગયો, અને દિવ્ય કાન્તિ પણ વધવા લાગી. તેનું નામ સૂર્યકાન્ત પાડ્યું.

એક દિવસ શોકાતુર ચ્હેરે દાસી બોલી,–" બાઈસાહેબ! આપને પુત્રરત્ન પ્રસવ્યાની ખબર આખા દેશમાં પ્રસરી ગઈ છે. લોકો તો એ સાંભળી હર્ષિત થયાં છે, પણ ઈર્ષાખોર રાણી દેવળદેવી અને તેના દુરાત્મા ભાઈ ક્રૂરસિંહને જાણે શૂળની પેઠે એ શુભ સમાચાર ખુંચતા હોય એમ લાગે છે. સંભળાય છે કે તેઓ કુંવરનો ઘાત કરવાના પ્રપંચમાં છે ને તેઓ પોતાની નીચ ધારણામાટે આજ રાત્રે અંહી આવનાર છે; પણ બાઈસાહેબ! તમારે લેશ પણ ગભરાવું નહિ. જ્યાંસુધી આ રંક દાસી આપની પવિત્ર સેવામાં હાજર

છે, ત્યાંસુધી કુંવરને ઉન્હી આચ પણ આવશે નહિ ભાઈ-સાહેબ! આપને એટલુ તો ખમવું પડશે કે થોડા દિવસ કુવરની સાથે નહિ રહી શકાય મ્હારો આ ન્હાનો પુત્ર જે આજ સાત મહિનાનો છે અને કુવર જેટલોજ મ્હોટો લાગે છે, તેને તેની જગ્યાએ સુવાડો અને મ્હારો ન્હાનો રાજા મને સોંપો હુ તેને આપણા વૃદ્ધ અને વિશ્વાસપાત્ર સેનાધિપતિ પ્રતાપસિહને ઘેર રાખીશ અને ત્યા કોઈ વાતની અડચણ નડશે નહિ આપે તેની લગારે ચિંતા કરવી નહિ ”

દુર્ભાગી ભાનુમતિ આ સાભળી હૃદય ફાટી જાય તેવો કલ્પાત કરવા લાગી —" અરેરે! મ્હારાથી આ દુખ કેમ સહન થાય?! પુત્રનો વિયોગ કેમ વેઠાય? ઓ! પરમ દયાળુ પરમેશ્વર! મેં શો અપરાધ કર્યો છે કે તુ આવી રીતે મને દુખી કરે છે? હાય! આ ભયકર કેદખાનામા પણ કુવરનુ મ્હોં જોઈ મને શાન્તિ વળતી, તેનાથી પણ વિખૂટા પડવાનો વખત આવ્યો! ઓ નિર્દય દૈવ! મે તમારૂ શુ બગાડ્યુ છે? શામાટે મ્હારાપર આવો જુલમ ગુજારવા તૈયાર થયા છો?! ગરીબપર ગજબ ગુજારવાથી ઓ પાપી પુરુષ! તારૂ સારૂ નહિ થાય મ્હારી નિમકહલાલ અને નિર્મળ મનની દાસી રત્ની! શુ તુ મ્હારે માટે આવો કિમતી ભોગ આપે છે? નહિ, તેમ કદી નહિ બને મારૂ જે થવાનુ હશે તે થશે, પણ હું તારી પાસેથી તારા ન્હાના કુમળા બાળકનો

ા બાળકને બદલે ભોગ આપવા ઇચ્છતી નથી. વહાલી
! એમ કહી ન બને. ભાવિ, જે થવાનું હશે તે થશે.
માટલું કર્યું તે કાંઈ ઓછું નથી."

ાસી રડતી રડતી બોલી,–"કૃપાવંત બાઇસાહેબ!
પનું નિમક મ્હારા પેટમાં છે. આપના ઉપકાર મ્હારાથી
ાય તેમ નથી. મ્હારા મુરબ્બી બાળ રાજામાટે, આ
ાક તો શું, પણ મ્હારો પોતાનો પણ જો ભોગ આપવો
; તો હું મ્હોટી ખુશીથી તેમાટે તૈયાર છું. હું મ્હારો
ે બજાવું છું; સિવાય કંઈ નથી. બાઇસાહેબ! હવે ઉતા-
ા કરો. બાળકુંવર મને આપો અને મ્હારા વહાલા
ારસિંહને ગ્રહણ કરો."

એટલું કહી પોતાના પુત્રને છેલ્લું ચુંબન કર્યું. હૈયું ભ-
ાઈ આવ્યું અને માતૃપ્રેમથી ઉછળી ગયું. તે બોલી,–
વહાલા વીર! તારો આત્મા સુખી થાઓ. તારાં પણ
મહોભાગ્ય કે તું તારા અને તારી માતાના મુરબ્બી અને
શેરછત્રના રક્ષણ માટે પ્રાણાર્પણ કરે છે. બાળરત્ન! મ્હારા
કમળા ગુલાબ! તારા આત્માને ઈશ્વર શાંતિ આપો!"

દુઃખી રાણીતરફ ફરીને બોલી,–"જુઓ જુઓ, બાઈ-
સાહેબ! તે પોતાના શિરછત્રના રક્ષણાર્થે પોતાનો ભોગ
આપતાં જાણે હર્ષિત દેખાય છે! તેને લ્યો અને આપનો
વહાલો કુંવર મને સોંપો. હું પ્રતાપસિંહને ત્યાં તેને તુરત
પહોંચાડી પાછી આવું છું. કુંવરની આપે કશી પણ કાળજી

કરવી નહિ આપને મળવામાટે મ્હારા બાળરાજાને હુ હમેશ તો નહિ પણ કોઈ કોઈ વખત તેડી લાવીશ "

કેટલીક વાર રાણીએ આનાકાની કર્યા પછી પોતાના કુમળા અને ઉગતા ગુલાબને, કલ્પાંત કરતા હૃદયે દબાવી સ્વામિભક્ત દાસીને સોંપ્યો અને ખિન્ન વદને બોલી,- "વહાલી દાસી! તને હુ મ્હારી બહેન કહુ તોપણ થોડુ છે તે આજે તારો ખરો ધર્મ બજાવ્યો છે શાબાશ છે તને! ધન્ય છે તારા માત-પિતાને કે જેણે તારા જેવી ગુણિયલ અને ઉદાર સ્ત્રીને જન્મ આપ્યો ઈશ્વર પ્રત્યે હુ એટલુજ માગુ છુ કે તે તને સુખી રાખે વહાલી રત્ની! અંત કરણના આશિર્વાદ સિવાય તને આપવાને મારીકને હમણાં કશુ નથી હુ તારો ઉપકાર તે કયા શબ્દોમા ને શી રીતે વાળુ?"

દાસી પોતાનો બાળક રાણીને સોંપી બોલી,-"બાઈસાહેબ! મેં કશુ વિશેષ કર્યુ નથી માત્ર મ્હારો ધર્મ બજાવ્યો છે મ્હારી અલ્પ માગણી આપે સ્વીકારી, તે માટે હુ આપની ઓશિંગણ છુ ઈશ્વરપાસે એટલુજ માગુ છુ કે, આપ આ કારાગૃહથી મુક્ત થઈ સુખી રહો એરપુરના ભાવિ નૃપતિનુ તે પ્રતાપી પ્રભુ રક્ષણ કરો અને દીર્ઘાયુષ્ આપો "

એટલુ કહી રાણીને નમી, કુવરને તેડી ગઈ પુત્રના વિરહરૂપી તીક્ષ્ણ તીર રાણીના કોમળ કાળજામા આરપાર ભેદાતા, બેશુદ્ધ થઈ તે જમીનપર પડી.

# પ્રકરણ આઠમું.

## કુમળા બાળકનો નાશ.


અંધારી રાત્રીએ ઐરપુરના વિશાળ માર્ગ ઉપર એક સ્ત્રી પોતાના હાથમાં એક ન્હાના બાળકને તેડી, ચાલતી ચાલતી એક મ્હોટા રોનકદાર અને ભવ્ય મકાન પાસે ઉભી. દરવાનને પૂછ્યું,—"પ્રતાપસિંહજી ઘરમાં છે? હોય તો કહો કે એક બાઈ અગત્યના કામ માટે તમને હમણાંજ મળવા માગે છે."

દરવાન—"હા, છે. ઉભાં રહો હું કહી આવું." તુરત ગયો ને થોડીવારમાં તેને અંદર દાખલ કરી. કેટલાક ઓરડા વટયા પછી એક દાદર આવ્યો. તેને પહેલે માળે દીવાનખાનામાં પ્રતાપસિંહ ને તેની સ્ત્રી કર્મદેવી એક બહુ ન્હાની બાળિકાને રમાડતાં બેઠાં છે. આવનાર સ્ત્રીએ નમન કરી, પોતાના હાથમાંનું ખીલતું ફુલ વૃદ્ધ પ્રતાપસિંહના પગપાસે મૂક્યું. કર્મદેવીએ તુરત તેને ઓળખી પૂછ્યું,—"કેમ રત્ની! આ ક્યાંથી? ભાનુમતિ અને કુમાર કુશળ છે?"

દાસીએ દલગીર ચ્હેરે સર્વ હકીકત કહી, બાળકને છુપી રીતે ઉછેરવા વિનતી કરી.

આ સાંભળતાંજ પ્રતાપસિંહ ચોંકી ઉઠયો અને થોડીવાર

ગમ ખાઇ ગયો. મન ડચુપચુ થવા લાગ્યું. કુમારનુ રક્ષણ કરી ક્રૂરસિંહનો કોપ વહોરી લેવો, અથવા તો નિમકહરામ બની કુવરનું રક્ષણ ન કરી નચિંત વસવુ, એવા વિચારે તે ડોલવા લાગ્યું.

વીર કુર્મદેવી બોલી,—"નાથ ! મૌન કેમ થઈ ગયા ? આ આપણા રાજાનો, અરે ! આપના પૂર્વજોના શિરછત્રનો કુવર છે આપે અને આપના વડીલોએ એમનુ રજક આવુ છે આપત્તિ વખતે રક્ષણ કરવુ, એ ક્ષત્રિયોનો આપત્તિધર્મ શુ આપ વિસરી ગયા ? વિનાઅંકોચે આપણે તેની સભાળ લેવી જોઇયે કૃપાળુ ઈશ્વર સહુ સારૂ કરશે (સ્ત્રીપ્રત્યે) ધન્ય છે તને ને તારી જનુનીને, કે જેણે તારા જેવી ભલી પુત્રીને જન્મ આપ્યો. ધન્ય છે તારી ધીરજને, હિંમતને અને ગભીરતાને ! સ્ત્રી, તું ખરેખર રત્નજ છે. રાણી ભાનુમતિને કહે કે,—"કુવર અમારા માથાનો મુકુટ છે. આપે તેની કશી ચિંતા કરવી નહિ, અમારી કુમળાસાથે અમે એને ઉછેરશુ અને અમારા આણાંત સુધી તેનુ રક્ષણ કરશુ દાસી, તુ હમેશ અહી આવતી જજે."

પ્રતાપસિંહે કશી પણ આનાકાની વગર આ વાત કબૂલ રાખી સ્ત્રી તેમનો આભાર માની, ઉદાસ ચ્હેરે નમન કરી ચાલતી થઇ તે કારાગૃહમા જઇ પહોંચી ભાનુમતિને સર્વ સમાચાર કહી તેના ખેદિત મનને શાન્ત કર્યું

મધ્ય રાત્રીનો સમય થયો સ્ત્રી પારણામા પોઢેલા પુત્રને હિંચોળે છે, નિર્દોષ બાળક ભર નિદ્રામા છે, રાણી પણ

## પ્રકરણ નવમું.

### રણવીર અને વીરભદ્ર.



હમણાં વર્ષાઋતુનો આરંભ થયો છે વન ઉપવનો, પર્વતો અને આ લૂટારૂઓની ગુફા પાસેનો મથળો પ્રદેશ, લીલોતરીમય થવાથી જોનારની આંખને અતિ આનંદ પમાડે છે રાત્રીના નવ વાગ્યાનો અમલ થયો ચંચળ ચપળા વારંવાર પોતાનો ઝળકાટ બતાવતી સતાઈ જતી હતી ગગનમંડળ વાદળાંઓથી આચ્છાદિત થઈ ગયું હતું મેઘનાદ પણ ભયાનકરૂપમાં થઈ રહ્યો હતો થોડીવારમાં વીજળીના ચમકારા અને મ્હોટા ગડગડાટ સાથે વર્ષાદ જોસબંધ પડવા લાગ્યો

રાજકુમાર **વીરભદ્ર**ને કેદ થયે આજ બે વર્ષ થવા આવ્યા બિછાનાપર પડ્યો પડ્યો તે કાંઈક વિચાર કરતો હતો પાંચ છ લૂટારૂઓ તેનાથી થોડે દૂર ચિલમો ફુંકતા ગપ્પા મારતા બેઠા હતા તેવામાં વીશ–પચીશ લૂટારાઓ સાથે જાલમસિંહ એક તરુણ રાજપુત્રને પકડી અંદર આવ્યો

જાલમે કહ્યું,–"કુમાર ! તમારામાટે અમે એક સોબતી લઈ આવ્યા છીએ " એમ કહી તેને ત્યાં બેસાડ્યો તેની તરફ જોતાજ કુમારે તેને કોઈ રાજવંશી ધાર્યો પરસ્પર

નેત્રમેળાપ થતાં એક-બીજાનેમાટે મનમાં દયા ઉપજી. અંતઃકરણથી તેઓએ એકમેકના મિત્ર અથવા મદદગાર થવા ઇચ્છયું.

આ નવા આવેલા યુવાનને રાજકુમારપાસે બેસાડી, જાલમસિંહ પોતાના બે માણસસાથે અંદરની બીજી ગુફામાં ગયો. થોડીવારસુધી તેઓ એકમેકના મોંસામું જોતા બેસી રહ્યા.

નવા આવનારે પૂછયું,—"દેખાવપરથી તમે કોઈ રાજવંશી જણાઓ છો. તમે કોણ છો? આ લોકોને હાથે શી રીતે સપડાયા?"

**વીરભદ્ર**—"હું નેપાળના રાજા ઉદયરત્નનો હતભાગ્ય કુંવર વીરભદ્ર, બે વરસ ઉપર શિકારે નીકળતાં ભૂલો પડ્યો. અંધારે એકલો અથડાતો-કૂટાતો અંહીથી થોડે દૂર નદીપાસે પહોંચ્યો. ત્યાં આ દગાખોર લૂટારૂઓ મળ્યા. તેમણે મને સમજાવી-પટાવી કેદ કર્યો. તે વખતથી હું અંહી દુઃખે દહાડા કહાડું છું. મ્હારી આ સ્થિતિ છે. પરમાત્મા! તું હવે આપત્તિમાંથી ક્યારે મુક્ત કરીશ? અરેરે! મારાં વૃદ્ધ માત-પિતા હમણાં કેવાં દુઃખી હશે? ભાઇ! તમે કોણ છો? કેવી રીતે આ પાપીના પંજામાં સપડાયા, તે કહેશો?"

આ નવા આવનારે જવાબ આપ્યો,—"ભાઇ! હું પણ તમારા જેવોજ દુર્ભાગ્ય રાજપુત્ર છું. મ્હારૂં વિતક તમારા

કરતા પણ વધારે વિષમ અને દયાજનક છે. હુ તમારા પિતાના મિત્ર મિથિલાપુરીના મહારાજા લક્ષ્મણસિંહનો ન્હાનો પુત્ર રણવીર છુ મ્હારો વૃદ્ધ પિતા અને અમે સહુ પૂર્ણ સુખી હતા, પરન્તુ કમનસીબે રાયપુરનો બળવાન્ રાજા જયમતસિંહ રાજ્યપર ચ્હડી આવ્યો મને માતાસાથે વીરસ્થાનના ડુગરાઉ કિલ્લામાં મોકલ્યો ને મ્હારા પિતા તથા વડીલ બંધુ માધવસિંહ લડતા લડતા રણમા પડ્યા હું માતાસાથે કિલ્લો છોડી થોડા માણસોને લઈ નાસી ગયો માર્ગમા લુટારા મળ્યા, તેમણે અમારૂ સર્વસ્વ હરણ કર્યું અમારી આ દશા જોઈ નિમકહરામ નોકરો જતા રહ્યા અમે તમારા પિતાશ્રીની ઓથે જવાનુ ધારી, રખડતા–રઝળતા અરણ્યમાં આવ્યાં આજેજ બપોરે વિશ્રાંતિ લેવા એક ઝાડતળે બેઠા હતા, ત્યા માતાને બહુજ તરસ લાગી પણ નજીકમા ક્યાંઇ પાણી મળ્યુ નહિ. આથી તેમને હુ ધીરજ આપી પાણી લેવા ચાલ્યો આશરે અર્ધો માઇલ ચાલ્યો હોઇશ એટલામા નદી આવી. તરવાર નદીકિનારે મૂકી હું ન્હાવા ઉતર્યો, એટલામા બેઉ બાજુની ઘીચ ઝાડીમાથી લુટારાઓ નીકળી આવ્યા તેમાના કેટલાકો નદીમા પડ્યા અને મને ઓચિંતો પકડ્યો મેં ઘણા કાલાવાલા અને નમ્રતા ભરી વિનવણી કરી, પણ તે દુરાત્માઓએ કશુ માન્યુ નહિ, મને છોડ્યો નહિ, અને અહી લાવ્યા સર્વજ્ઞ ઈશ્વર ! આ દુઃખદ સ્થિતિમાથી મને મુક્ત કર

હાય ! મ્હારી માતા, મ્હારાવિના કેવી ઝૂરતી હશે ? તે બિચારીએ તૃષાથી પ્રાણત્યાગ કર્યો હશે અથવા મ્હારી આવવાની આશાએ છેલ્લા શ્વાસ લેતી પડી હશે. હવે હું શું કરૂં ?! મ્હારે હાથ એકે ઉપાય નથી. સર્વશક્તિમાન્ ઈશ્વર ! તું મ્હારી માયાળુ માતાનું રક્ષણ કર."

એમ કહી અત્યંત રડવા માંડ્યું. વીરભદ્રે તેને સમજાવી શાંત કર્યો. પછી બંને ઉંઘી ગયા.



# પ્રકરણ દશમું.

### મંદોદરીનું નેપાળ તરફ ગમન.



મધ્યાહ્નનો સમય થયો. રવિ પોતાના પૂર સ્વરૂપમા પ્રકાશી રહ્યો છે આ વખતે એક વૃદ્ધ સ્ત્રી મ્હોટા વૃક્ષની નીચે બેઠેલી વિલાપ કરે છે "બબે કલાક થયા છોકરો પાણી લેવા ગયો તે ગયોજ! હજી આવ્યો નહિ શું તેને કોઈ ઉંચકી ગયું કે મને એકલી મૂકીને ચાલ્યો ગયો! શુ કોઈ જળાશયમા તે ડૂબી ગયો કે કોઈ વાઘ-વરુનો ભોગ થઈ પડયો! કંઈજ ખબર પડતી નથી અરે મારૂં ગળું સૂકાય છે. કંઠે પ્રાણ આવ્યા! અરે! મ્હારાથી હવે બોલી પણ શકાતું નથી પાણી! પાણી! પાણી! હુ મરૂ છુ" એમ બોલતી બેશુદ્ધ થઈ જમીન પર પડી

સંધ્યા થવા આવી. ભાસ્કર નિસ્તેજ થઈ દૃષ્ટિમર્યાદામાં અલોપ થયો આ વખતે એક પચાશ માણસોનો ન્હાનો કાફલો તેજ ઝાડ પાસેથી નીકળ્યો તેમાં જે એક મુખી ઘોડેસ્વાર મોખરે હતો, અને જેના ચિત્તમા ચિંતાએ કરેલી અસર ચ્હેરાપર લગાર બહાર દેખાતી હતી, તેની નજર તેપર પડી સાથીના ઘોડેસ્વારને તેણે કહ્યુ,-"રણધીર! જોતો ખરો, પેલા વૃક્ષ નીચે મનુષ્યના શબ જેવુ શુ છે?"

રણધીરે નમીને કહ્યું,—" જી, હજુર ! તે કોઈ સ્ત્રીનું શબ લાગે છે. હુકમ હોય તો પાસે જઈ પછી તપાસ કરી આવું."

સરદાર—" જો તો શું છે?"

નમન કરી, ઘોડો તે તરફ દોડાવ્યો. થોડીવારમાં પાછો આવ્યો અને કહ્યું,—" હજુર, તે કોઈ કંગાળ વૃદ્ધ સ્ત્રી મરણની અણીપર જણાય છે. ન સંભળાય એવા ઝીણા સ્વરે 'પાણી પાણી' કરે છે, તેથી તે તૃષાથી અત્યંત દુઃખી હોય એમ લાગે છે."

સરદાર—" ઠીક છે; ચાલ આપણે તેને પાણી પાઇએ."

આખા કાફલાને તે તરફ ચાલવાનો હુકમ કર્યો ને સઘળા ઝાડ આગળ ગયા. સરદારે નીચે ઉતરી તૃષાતુર ડોસીના મોંઉપર પાણી છાંટયું.

બાઇએ બેશુદ્ધ અવસ્થામાં કહ્યું,—" આખરે આટલો મોડો પાણી લાવ્યો ? પુત્ર ! આટલીબધી વાર કેમ લાગી? પાણી પાણી કરતી મરતી માતાની તને ચિંતા ન થઈ? તું આટલોબધો ક્રૂર કેમ થયો !! શું તું આટલામાંજ કંટાળી ગયો ? ! " ઇત્યાદિ.

જલસિંચનથી સચેત થઈ. પુત્રને બદલે લોકોનો સમુદાય જોતાં પાછી ગભરાઇને વિલાપ કરવા લાગી. સરદારે ધીરજ આપી પૂછયું,—" બાઈ! તમે કોણ છો, તે કહેશો?

પુત્રવિષે બેશુદ્ધિમા બોલતાં હતા તે કોણ ? કયા છે ? આવા નિર્જન વનમાં તમે ક્યાથી આવી ચ્હડયા ? તમે કોઈ દુ ખી લાગો છો. તમારી હકીકત જણાવશો ?"

" ભાઈ ! હુ તમને મ્હારાં વિતકની શી કથા કહુ ! આ દુનિયામાં મ્હારા જેવુ દુ ખી કોઈજ હશે ઓ ઈશ્વર ! તારી ગતિ ન્યારી છે કયાં રાજમહેલ ને ક્યા આ ભયાનક જગલ ? ! હુ કોણ ? મ્હારા આ શા હાલ ? ! મિથિલાપુરીની રાણીની આ દશા ? !

મિથિલાપુરીમા અમે પૂર્ણ સુખ-ચેનથી દિવસો નિર્ગમન કરતાં હતાં. કમભાગ્યે અમારા ઉપર રાયપુરનો રાજા ચ્હડી આવ્યો. તેમા મ્હારા શિરછત્ર મહારાજ અને જ્યેષ્ઠ પુત્ર રણમાં પડ્યા. બાળપુત્ર રણવીરસિંહ સાથે હું ત્યાથી નીકળી ગઈ. મ્હારા પ્રાણપતિના મિત્ર નેપાળના મહારાજા ઉદયરત્નની ઓથે જવાનો અમે વિચાર કર્યો. જંગલમા ભટકતા ભટકતા કેટલીક મુદ્દતે અહીં આવી પહોંચ્યાં અને અતિશય તૃષા લાગવાથી પુત્ર પાણી લેવા ગયો, તે હજી આવ્યો નથી અરે ! એનુ શુ થયુ હશે ? ! શુ કોઈ પશુએ એને મારી નાખ્યો હશે ? ઓ ઈશ્વર ! હવે તો તું મોત આપે તો સારૂ મૃત્યુ થાય તો આ સઘળી આપત્તિથી હુ મુક્ત થાઉં '

એમ કહેતી ચોધાર આંસુએ રડવા લાગી સરદારે નમન કરી, વિસ્મય થઈ કહ્યુ,-' શુ આપ મિથિલાપુરીનાં

મહારાણી! અહાહા! મ્હારાં અહોભાગ્ય કે આપનો મેળાપ થયો. બાઇસાહેબ! આપે હવે એમજ માનવું કે આ આપનોજ નોકર છે. હું નેપાળેશ્વર મહારાજાધિરાજ ઉદયરત્નસિંહજીના લશ્કરનો અમરસિંહ નામનો સેનાપતિ છું. અમે આ જંગલમાં ભટકીએ છીએ. અમારા કુમારશ્રી વીરભદ્રસેન ગુમ થઈ ગયા છે. બે વર્ષ થયા શોધ કરીએ છીએ પણ કશો પત્તો નથી. થાય તે ખરૂં. આપ આ અશ્વપર બેસી અમારી સાથે ચાલો. મ્હારા નોકરો સહિસલામત આપને મહારાજા પાસે તેડી જશે. આપ લેશ પણ ચિંતા કરશો નહિ. આજથી હું આપના પુત્રની શોધ પણ સાથે સાથે કરીશ. લૂટારૂઓ આપના કુમારને લઈ ગયા હશે."

રાણી મંદોદરીને ઘોડાપર બેસારીને તેઓ ચાલ્યા. રાત્રી ઘણી વિતી તેથી નદી કિનારે ઢાળો કર્યો. સરદાર અમરસિંહે રુહવાર થતાં થોડા ઘોડેસ્વારો સાથે રાણીને નેપાળની રાજધાની કૈલાસપુર તરફ મોકલી આપી.



# પ્રકરણ અગ્યારમું.

## ખેરપુરમાં અંધેર.




ટિલ ક્રૂરસિંહ અને મૂર્ખ મહારાજ હરિહરસિંહ હવે સાળા-બનેવી થયા એટલે શુ બાકી રહ્યુ ? ક્રૂરસિંહ ધારે તે કરી શકે ? જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તેની ક્રૂરતામા પણ વધારો થયો રાજ્યમા તેણે અત્યંત ત્રાસ વર્તાવવા માડ્યો રૈયત તેથી ત્રાહ ત્રાહ થઈ ગઈ, પણ શુ કરે ? નિરુપાય.

આગળ જણાવ્યા પ્રમાણે આ રાજા અને તેના અનીતિમાન્ અધિકારીઓ નિશામા ચકચૂર થઈ કશુ જરા પણ રાજ્યકાર્ય કરવાને બદલે વ્યસન અને દુરાચારમા દિન પ્રતિદિન વધારો કરવા લાગ્યા રાજ્યમા ગડબડ ને ગુન્હાગોની સખ્યા પણ વધતી ચાલી અમલદારો લાચ લઈ ઇનસાફ વેચવા લાગ્યા અને ગરીબ પ્રજા રીબાવા લાગી. કોઈ વાજબી દાદ-ફર્યાદ સાભળે નહિ આવા મામલામા ચોર, લૂટારા, ફાસીગરા અને બ્યસની લોકોનો ઉપદ્રવ થઈ પડે એમા શી નવાઈ? તેઓ ફક્કડ થઈ ફરવા લાગ્યા અને ધોળે દિવસે ધાડપાડુઓના ધાડા આવવા લાગ્યા. પ્રજાના રક્ષણનુ તો નહિ નામ કે નિશાન

ક્રુરસિંહને સહુ "બાપુ બાપુ"–"ભાઈ ભાઈ" કહી ખુશામદ કરવા લાગ્યા. તે પાપી હાથીના હાથી ને ઉંટના ઉંટ ગળત કરવા લાગ્યો. રાજ્યની પેદાશમાંથી પોતાના કોઠાર ભરી લીધા અને ખૂબ સમૃદ્ધિ એકઠી કરી. તેનાં આ કર્તુકની રાજાને કશી ખબર પડતી નહોતી. ઉલટો તે કપટકળાથી તે મૂર્ખ મહિપતિને પ્રસન્ન રાખવા લાગ્યો ને તેનો પ્રીતિપાત્ર થઈ પડ્યો.

રાજમહેલની અવ્યવસ્થાનું પણ હવે શું પૂછવું? મદોન્મત્ત અને દેખાવડી રાણી દેવળદેવી, મહેલના ચોકીદાર મેરૂ નામે કોળી સિપાઈના ફંદમાં પડી. તેના અનાચારનું વર્ણન સાંભળવું પણ સમજુને ન ગમે. આ તેની વર્તણુકવિષે રાજા બિલકુલ બેભાન હતો; એટલે તેને કોઈપણ તરેહની શંકા ન આવે અને ચાહના રાખ્યા કરે, એ બનવા જોગ છે.

આખું રાજ્ય અનીતિમય અંધકારમાં ગરકાવ થઈ ગયું; શહેરમાં ખૂનો થવા લાગ્યાં. ગામડાંમાં લૂટો પડવા લાગી; ભાયાતોમાં પણ વઢવાડ ઘણી વધી પડી ને ખંડિયાં રાજ્યો પોતાના ઉપરી રાજ્યનું અંધેર જોઈ, આપખુદ થયાં. દુષ્ટ દીવાને, આવા અગત્યના પ્રસંગોથી પણ રાજાને અજ્ઞાત રાખ્યો હતો. દિવસ ક્યાં ઉગે છે ને ક્યાં આથમે છે, તેની પણ તેને તો ખબર ન મળે! પાપમૂર્તિ ક્રૂરસિંહની હાએ હા ને નાએ ના થતી હતી. વિષયાંધ દેવળદેવી પોતાનું જર-જવેરાત અને સોનામહોરો લંપટ લોકોમાં લૂટાવવા લાગી. મફતના માલની તેને શી કિંમત હોય?

અધેર નગરીમાં રહેવાથી કયે સમયે કેવી સ્થિતિ થશે, એવા ભયથી સમજુ અને વિદ્વાન મનુષ્યો ઘરબાર તજી ચાલ્યા ગયા ને રાજ્યમા દરિદ્રતાદેવીએ નિવાસ કર્યો મ હેલમા અનાચારી લોકોની સત્તા વધવા માડી. લોકો કહેવા લાગ્યા કે—' આ કુત્સિત કર્મોનાં ફળ બહુ કડવા નીકળશે અને આ રાજ્ય પણ હવે થોડોજ વખત ટકશે.' ગરીબ, રંક પ્રજાપર રાજ્યકોપ સાથે કોઈ પૂર્વના પાપે ઈશ્વરી કોપ પણ તૂટી પડયો! દુષ્કાળ, મહામારી વગેરે દુખદ પ્ર સગો આવી પડ્યા ગામનાં ગામ આથી ઉજડ થયા અને એમ આખું રાજ્ય બેહાન મેદાન થઈ પડયુ આ સઘળા પ્રસગો ખેરપુરની ખરાબી અને આખરીના ચિહ્નરૂપે હમણા જોવામા આવ્યાં



# પ્રકરણ બારમું.

## વિજયાદશમી.



આજે વિજયાદશમીનો તહેવાર હોવાથી, હિંદુ રાજ્યોમાં મ્હોટી ધામધુમ ચાલી રહી છે. બેરપુરમાં પણ આજે આનંદોત્સવ થઈ રહ્યો છે. સારાં સારાં વસ્ત્રો પહેરી લોકો ઉલ્લાસથી ફર્યા કરે છે. રાજમહેલમાં ખૂબ ખુશાલી ફેલાઈ રહી છે. સાંજે રાજા હરિહરસિંહની દબદબા ભરેલી સ્વારી નીકળી. મખમલ, જરી અને કિનખાબથી શણગારેલા ગજરાજ ઉપર સોના-રૂપાથી જડિત હોદ્દામાં તે પૂર ભભકદાર પોશાક પહેરી બેઠો છે. તેનો સાળો કૂરસિંહ પણ ઠાઠમાઠથી સજ્જ થઇ, પાસે ચમ્મર કરતો દબદબાથી ઉભો છે. તેની પાછળ હજૂરીઆ ઘોડેસ્વાર થયેલા છે. મોખરે તેમજ છેલ્લે રજપૂત ઘોડેસ્વારો ધીરે ધીરે ચાલે છે ને ઢોલ, ત્રાંસાં, નગારાં, શરણાઈ વગેરે વાજીંત્રો, મોટા અવાજથી ગાજી રહ્યાં છે.

સ્વારીની રચના જોવાને રસ્તામાં લોકોની મ્હોટી મેદની મળી. સરિયામ રાજમાર્ગ ચિકાર ભરાઇ ગયો. લોકોનાં રંગબેરંગી વસ્ત્ર, પાઘડી, ફેંટા તથા ટોપી વગેરેથી આખો

માર્ગ જાણે ભિન્ન ભિન્ન રંગથી રંગી લીધો હોય, એવો દે-ખાવા લાગ્યો. આવી મ્હોટી ઠઠમાથી સ્વારી ધીમે ધીમે નીકળી સ્ત્રીઓ પણ ઘરની જાળીઓ, બારીઓ અને અગા સીએ પરથી સ્વારીની રચના નિરખતી રાજાને ફૂલોથી વધાવવા લાગી

સ્વારી શહેર બહાર આવી ને જૂના વખતમા થઇ ગયેલા વડીલ રાજાએ બંધાવેલા શંકરેશ્વરના શિવાલય આગળ અટકી આ સ્થળ પ્રાચીન, પવિત્ર અને ભવ્ય હતુ હાથીપરથી નીચે ઉતરી રાજાએ શિવના દર્શન કર્યા તે પછી શમી પૂજન, શસ્ત્રપૂજન તથા અશ્વપૂજન વિધિસહિત કરી, બ્રાહ્મ-ણોને છૂટે હાથે દક્ષિણા આપી બાદ ગોઠવેલી બેઠકપર પોતે ફૂરસિંહ સાથે બેઠો તેની આસપાસ હજારીઆઓ વિંટ-ળાઇને ઉભા આખુ મેદાન લોકોથી ચિકાર થઈ ગયુ

રાજાએ પોતાની લશ્કરી ટુકડીઓ પાસે નિશાન તાક-વાની, ગોળીના બહાર કરવાની અને દોડવાની,—એવી ઘણી કસરતો કરાવી ને ઘોડેસ્વારોને પણ જુદી જુદી રીતે દો-ડાવી ગમ્મત મેળવી છેવટ લશ્કરી ક્વાયદ કરાવી, ઇનામો વહેંચ્યા ને સ્વારી પાછી ફરી

હમણા દીવાકર પશ્ચિમે અદૃશ્ય થયાથી મશાલો સળ-ગાવવામા આવી આસપાસ ઝુપડામા દીવાની જયોતો ઝગ-ઝગી રહી હતી ચાલતા ચાલતા સ્વારી, માજી અમાત્ય માનસિંહના ઘર આગળ પહોચી આ અમલદાર વૃદ્ધ અને

લોકપ્રિય હતો. તેના ઘરપર રાજાએ આડી અવળી નજર કરી ને વિભ્રમ થઈ ગયો. સહેજવારમાં બેભાન બન્યો અને છાતી ઘાયલ જેવી થઈ ગઈ! પરસેવાથી ભીંજાઈ ગયો અને પોતે ક્યાં છે, તેની પણ શુદ્ધ ન રહી.

ચમ્મર ઢોળતા ક્રૂરસિંહને પૂછ્યું:—"આ ઘર કોનું છે?"

"હજુર સાહેબ, એ આપણા જૂના વજીર **માનસિંહનું** છે." ક્રૂરસિંહે ઉત્તર આપ્યો.

સ્વારી રાજમહેલમાં આવી. રાજા વ્યાકૂલ થતો જનાનામાં ગયો. તેની આવી સ્થિતિ શાથી થઈ, તે વિષે વાંચનારને એટલું સૂચવવું જોઇયે કે અમાત્યપુત્રી **મનોરમાને** નિર્ખતાં, તેનો કામાગ્નિ પ્રદિપ્ત થયો હતો; કારણ **મનોરમા** નામપ્રમાણે ખરેખર મનને રમણીય લાગે એવી સ્વરૂપવતી સુંદરી હતી. તેની કાન્તિ પૂર્ણિમાના ઇંદુ જેવી હતી, શરીરનો વર્ણ ઘઉંવર્ણો હતો, ખીલતી જુવાનીને લીધે તેના ગોરા ગાલઉપર ગુલાબી રંગ ચ્હડી આવતો હતો, જે ગુલાબનાં ફુલને પણ ઝાંખું કરી દે તેવો હતો. પરવાળાં જેવાં હોઠ, દાડમની કળી જેવા દાંત અને કેડની આકૃતિ કેસરી સિંહ જેવી હતી. આંખો હરિણના જેવી ચળકતી અને દૃષ્ટિ એટલી તો ચપળ હતી કે સંસારથી વિરક્ત મનુષ્યનું કાળજું પણ કોરી નાખે.

હરિહરસિંહને મોહ થયો છે, એવું એ ચતુર બાળાને સૂચન થતાં, સત્વર પોતાનાં વૃદ્ધ માતા-પિતાને ચેતવ્યાં. ગભ-

રાઇને તેઓ બેશુદ્ધ જેવાં બની ગયાં. પુત્રીના શીયળનુ શી રીતે રક્ષણ કરવુ, તે વિષે તેમને ઘણી ચિંતા અને વ્યાધિ થઈ છેવટ ન્હાસી જવાના નિશ્ચયપર આવ્યા, પણ દરવાજા બંધ તેથી નિરુપાય થઈ વિચાર બંધ પાડ્યો 'ફરી પ્રભાતે જતા રહીશું' એમ ધારી, થોડી ઉંઘ લેતા, ચિંતામાં ને ચિંતામા તેઓએ રાત્રી વ્યતિત કરી



# પ્રકરણ તેરમું.

## સુશીલ મનોરમાનું હરણ.



મધ્ય રાત્રીનો સમય થયો. નિશાપતિ–ચંદ્ર સૃષ્ટિપર પોતાનો પ્રકાશ ફેલાવી રહ્યો છે. સઘળું સૂમસામ છે. આ વખતે અમાત્ય **માનસિંહના** ઘરપાસે આશરે સો માણસોનું ટોળું મિયાનાસાથે એકાએક આવી પહોંચ્યું.

તે ટોળીના સરદારે બૂમ પાડી કહ્યું,–" કોણ છે અંદર ? દરવાજા ખોલો. "

ઉત્તર ન મળ્યો એટલે ફરી ફરી બૂમો પાડવા માંડી. કંઈજ જવાબ ન મળ્યો, ત્યારે છેવટ દરવાજો તોડી પ્રવેશ કરવાનો સિપાઈઓને હુકમ કર્યો. તેઓ અંદર ગયા. વજીરના નોકરો, આટલાબધા માણસો જોઈ ખૂણે ખાંચરે સંતાઈ બેઠા, એટલે ઉપર જતાં કોઈ તરફથી તેમને અટકાવ થયો નહિ. દાદરપર થતા ધબકારાથી **માનસિંહ** જાગી ઉઠ્યો ને હાથમાં તલવાર લઈ બારણું ઉઘાડ્યાં. હિંમતબેર તે ઓરડાની બહાર નીકળ્યો અને જુસ્સાથી ભવાં ચ્હડાવી બોલ્યો,–

"તમે કોણ છો? આટલી મોડી રાત્રે એકાએક મારા-ઘરમા દાખલ થવાનુ તમને શુ કારણ છે?" સરદારને તર તજ ઓળખતા મનમા લગાર સંકોચાયો પણ દૃઢ થઈ કહેવા લાગ્યો,—"કોણ તમે કૂરસિંહ? આ વખતે અહી કેમ આવવુ થયુ?"

કૂરસિંહ—"માનસિહજી! વૃદ્ધાવસ્થામા તમારી આવી માઠી દશા જોઈ મને ઘણી દયા આવતા,એક સારો રસ્તો શોધી કાઢ્યો છે. જો સારૂ કહ્યુ સ્વીકારો તો હમણાજ તમે સુખી થયા સમજજો તે બિના હુ કહુછુ—તમને અતિ સૌંદર્યવાન્ એક પુત્રી છે તમારા સદ્ભાગ્યે સ્વારીમાથી મહારાજા સા-હેબની તેમનાપર નજર પડી તેઓ ઘણા ખુશી થયા છે ને એકદમ તેને મળવા ઇચ્છે છે, માટે તમારી ભાગ્યવતી કન્યાનુ લગ્ન તેઓ સાથે કરો તો બહુ સારૂ ઘણી સુખી રહે, તેનુ ઇચ્છવુ ને કરવુ, એ આપણા સેવકધર્મથી તમે ક્યા અ-જાણ્યા છો? પુત્રી સુખી થશે ને તમે તમારો ધર્મ બગ-બર પાળ્યો ગણાશે વળી તેથી તમોને આગલી પ્રતિષ્ઠા-ની પઢી પ્રાપ્ત થશે, એટલુજ નહિ પણ તે સાથે મ્હોટી જાગીર મળશે સિવાય તમે મહારાજાના માનીતા સસરા કહેવાશો તેમા પણ મોટુ માન અને ઇજ્જત છે"

વૃદ્ધ પ્રધાનને આ વચનો કડવા વિષતુલ્ય લાગ્યા ગુસ્સો વધતો ગયો ને મનસાથે નક્કી કર્યુ કે,—"પ્રાણાત-

સુધી પુત્રીનું રક્ષણ કરવું, પણ મૂર્ખ રાજાના મોહપાશમાં ફસાવું નહિ.' આંખો લાલચોળ કરી ક્રોધિત સ્વરે બોલ્યો,–"દુષ્ટ! નીચ!! જા તારા લંપટ રાજાને કહે કે મ્હારી પુત્રીને લોહી રેડ્યા વગર લઇ શકાશે નહિ. કોની હિંમત છે? કોના બાહુમાં બળ છે કે મ્હારી કન્યાને મ્હારી હૈયાતીમાં ઉપાડી જાય?! આ જીવમાં જીવ છે ત્યાંસુધી તેવી આશા બિલકુલ રાખશો નહિ. ઓ નિમકહરામ! નીચ! નિષ્ઠુર! હું બધું જાણું છું કે આ સર્વ તારાંજ કારસ્તાન છે. મ્હારો ભોળો રાજા આવું પગલું સ્વપ્નમાં પણ ભરે નહિ. આ બધું તારીજ બદસલાહથી તેણે આદર્યું છે. ઓ પાપી! તું યાદ રાખજે કે આ દુનિયામાં કોઇપણ મનુષ્ય તારા જેવો અધમ અને પાતકી નથી. તું જોજે કે ભવિષ્યમાં તેથી તારી કેવી સ્થિતિ થાય છે?"

ક્રૂરસિંહ તપીને બોલ્યો,–"ઓ બૂઢા! તારી અવસ્થાપર લક્ષ આપી હું વિશેષ કહેતો નથી. હું તારૂં શુભ કરવા ઇચ્છુંછું પણ તને તે ગમતું નથી. હું અત્રે તારી લાંબી લાંબી વાતો સાંભળવા આવ્યો નથી, પણ મ્હારા શિરછત્ર મહારાજાની આજ્ઞાનો અમલ કરવા તને કહુંછું. તું પક્કે પાયે વિચાર કર ને મને જલદી જવાબ દે. ખુશીથી કન્યા પરણાવવાનું તું કબૂલ કરીશ તો ઠીક છે; અગર જોરજુલમથી પણ અમે તારી કન્યા લઈ જશું નેધાર્યું પાર પાડશું."

માનસિંહ આવેશથી બોલી ઉઠયો,–"ઓ અનીતિ-

માન્ નીચ ! પ્રપચી ! તારી સારી સલાહ તુજ જાળવી રાખ એકવાર કહ્યુ તે સમજ્યો નહિ? હદ થઈ! ચાલ નીકળ મ્હારા ઘરમાથી, નહિ તો આ તલવારનો સ્વાદ તારે ચાખવો પડશે ”

વાત વધી ગયેલી જોઈ કૂરસિંહ બરાડી ઉઠ્યો,–“સિપાઈઓ! જુઓ છો શુ? ટકટક કરતા આ બૂઢાને એકદમ બાધો કે તેનો લવારો બધ પડે ”

દશ બાર સિપાઇઓ પકડવાને આગળ વધ્યા, પણ માનસિંહ છેડાયેલા સિંહની પેઠે ગર્જના કરી તલવાર ખેંચી બોલ્યો,–“ખબરદાર જો કોઈ પાસે આવ્યા તો! આ તલવારથી એકે એકના કટકે કટકા ઉડાવી દઈશ ”

આમ ગડબડ ચાલી રહી છે, એટલામા વજીરના ત્રણ પુત્રો અને પદર-વીશ નોકરો દોડી આવ્યા કૂરસિંહે સમાધાનથી કામ લેવાને ઘણુ સમજાવ્યુ પણ કાઈ વળ્યુ નહિ. છેવટ મારામારી ચાલી

પુત્રીના અને પ્રતિષ્ઠાના રક્ષણમાટે જીવપર આવેલો અમાત્ય, તેના પુત્રો અને નોકરો, બહુજ શૂરથી લડ્યા જ્યેષ્ઠ પુત્ર રણધીરસિંહ લડતા લડતા ઘાયલ થયો ને બેશુદ્ધ થઈ નીચે પડ્યો. તેની કોઇને ખબર રહી નહિ તેનો બીજો પુત્ર પણ બહાદુરીથી લડતા લડતા લગભગ બધા નોકરો સાથે ધરણીએ ઢળ્યો ને બે-ત્રણ નોકરો જીવ બચાવવા શત્રુને શરણ થયા ભલો માનસિંહ ખરી રજપૂતી ટેક અને

ટેડાઇથી આ સંગ્રામમાં ઘવાઈને અંતે નીચે પડયો; ક્રૂરસિંહનાં માણસોએ તેને ઉપાડી લીધો અને તેનો ન્હાનો પુત્ર રણમલ્લ કેદ પકડાયો.

**માનસિંહની પત્ની** કમળાદેવીની કોમળ લાગણીઓ આ ભયાનક દેખાવ જોઈ શકી નહિ. દુષ્ટ રાજાને અને તેના સાળાને શ્રાપ દેતી નીચે પડી! હૃદય ચૂરેચૂરા થઈ ગયું ને તેણે આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કર્યો.

ઘોર વિપત્તિમાં આવેલી **મનોરમા**, જેને માટે આ ખેદજનક પ્રસંગ જન્મ પામ્યો હતો, તે બિચારી માતા–પિતાની અને બંધુની આ દશા કેમ દેખી શકે? તે પણ પૃથ્વી–માતાના ખોળામાં સૂતી; તથાપિ દુઃખી પ્રાણોએ તેના સ્થૂળનો ત્યાગ કર્યો નહોતો. કેટલાંક માણસો સાથે ક્રૂરસિંહે તેના ઓરડામાં પ્રવેશ કર્યો અને મિયાનામાં નાખી **મનોરમાને** રાજમહેલમાં લઈ ગયો. માજી પ્રધાન **માનસિંહ** અને તેના કુંવર **રણમલ્લને** રાજ્યના હુકમનો અનાદર કરવાનો આરોપ મૂકી તેણે કારાગૃહમાં પૂર્યા.



# પ્રકરણ ચૌદમું.

## ખેરપુરમાં તોફાન.

માનસિંહના ઘરમા ગડબડ સાભળી આડોશી-પાડોશી જાગી ઉઠ્યા અને આખો રસ્તો, માણસોથી ભરાઈ ગયો પ્રજાના મનમાં ત્રાસ ઉપજ્યો અને આખી રાત જ્યા ત્યા એજ વાત અને એજ વિચારો ચાલ્યા કેટલાંક માયાળુ મનુષ્યો વજીરના ઘરમાં ગયા સુઉદા તપાસતા તેમની નજર, ઘાયલ થઈ પડેલા વજીરના પુત્રપર પડી તેઓ તેને પાસેના ઘરમા લઈ જઈ ઔષધોપચાર કરવા લાગ્યા

રાત વિતી અને વહાણુ વાતાં, આખા ગામમા હાસ હાસ હાહાકાર થઈ રહ્યો બજાર બંધ રહી ને મહાજને પણ હડતાલ પાડી હુલ્લડ લોકો ગામમા જ્યા ત્યા ભમતા હતા લાયક લોકોને હવે ખરેખરી ધાસ્તી લાગવા માંડી. સાંજ પડવા આવી લોકો વધારે ઉશ્કેરાયા ને અંતે મ્હોટુ હુલ્લડ થયુ હુલ્લડખોરોએ બજારો લૂંટયા અને રાજાના માણસોપર પણ મારો ચલાવ્યો

ક્રૂરસિંહને આ બનાવની ખબર છતા, રાજાને ચેતવ્યા-વગર બહારોબહાર સૈન્ય મોકલી, સમાધાન કરવા ધારતો

હતો. ગામમાં તેણે જ્યાં ત્યાં લશ્કર ફરતું કરવાથી હુલ્લડ-ખોરો ન્હાસવા લાગ્યા. ફરીથી હુલ્લડ થયું ને પહેલા દિવસ કરતાં વધારે રૂપ પકડયું. લોકો પણ વધારે ઝનુનપર આવ્યા. ખંડ શાંત પાડવા લશ્કર આવ્યું, પણ લોકો તેથી દબાયા નહિ ને લાકડી, પથ્થર, તલવાર, બંદુક, ભાલા—જે કાંઈ હાથમાં આવ્યું તે લઈ સામે થયા. એટલુંજ નહિ પણ રસ્તે જતાં તેમનાપર પથ્થરા અને નળીઆંનો વરસાદ વરસવા લાગ્યો. એટલામાં સૈનિકો અને હુલ્લડખોરો સામસામે થયા. મારામારી જોશબંધ ચાલી, પણ એકે પક્ષે નમી આપ્યું નહિ. જ્યાં ત્યાં ઉશ્કેરાયલા લોકોનાં ટોળેટોળાં ઉભરાવા લાગ્યાં.

લશ્કરી સિપાઈઓની હમેશ કવાયદ લેવાય નહિ, તેથી તે આળસુ થઈ ગયા હતા. આ તોફાન બહુ જુસ્સાથી ચાલ્યું. લોકો વધારે જથ્થામાં મળવા લાગ્યા અને મારામારીનો મામલો વધતો ચાલ્યો. લશ્કરના આળસુ સિપાઈઓ આ જોઈ ન્હાસવા લાગ્યા, તેમને અટકાવવાને સરદારે ઘણી યુક્તિ અને તજવીજ કરી પણ ફોકટ. લોકો લશ્કર ઉપર ફત્તેહ મેળવવાથી ખુશાલીના પોકારો કરતા જોસબંધ દોડવા લાગ્યા. થોડીવારમાં દરબારગઢ પર ઘેરો ઘાલતાં દ્વાર બંધ કરવાની દરવાનોને ફરજ પડી.

છેક છેલ્લી ઘડીએ હમણાંજ એ વ્યસની અને વિષયાસક્ત રાજાને ખબર પડી કે,—' શહેરમાં હુલ્લડ થયું છે. ' રાજ-

મહેલ આગળ લોકોએ મ્હોટી ગડબડ ચલાવી ને વજીર માનસિંહને અને તેનાં પુત્ર-પુત્રીને છોડી મૂકવા પોકારતા કહેવા લાગ્યા કે-"જો જલદી તેમ નહિ કરશો તો રાજમહેલને બાળી નાખશું!"

સૂર્ય મહારાજ આથી ગભરાયો ને બુદ્ધિ ઠેકાણે આવી એટલામાં કર્મસંજોગે ક્રૂરસિંહ પણ લશ્કર લઈ ચઢી આવ્યો. તેણે મ્હેલપર ઘેરો ઘાલી પડેલા લોકોપર હલ્લો કર્યો દરબારગઢના સિપાઈઓએ પણ આ જોઈ કિલ્લાપરથી બંદુકના બહાર ચલાવ્યા

છેવટ બેઉ બાજુથી ઘેરાયલા લોકો હેબકાઈ અશક્ત થઈ પડયા હિંમત હારી તેઓએ ન્હાસવા માંડયું ને સઘળું શાંત થયું

ઠામ ઠામ લશ્કર ફરતું જોઈ લોકો પોતપોતાનાં ઘરો બંધ કરી અંદર ભરાઈ ગયા તેઓ જે કોઈ રસ્તે જડે તેને હુલ્લડખોર ગણી કેદ કરતા આવી રીતે એક રાતમાં આશરે એક હજાર માણસો પકડાયા.

ક્રૂરસિંહે બીજે દિવસ કેટલાક માણસોને ફોડી. હુલ્લડ કરાવવામાં મુખ્ય મુખ્ય કોણ હતા, તે જાણી લીધું છેવટ સાઠ માણસોના નામ બહાર આવ્યા ને તેમને કેદ કર્યા

વજીરનો પુત્ર રણધીરસિંહ જેને લોકોએ તેના ઘરની નજીકમાં છુપો રાખ્યો હતો, તે ન્હાસી ગયો ક્રૂરસિંહે ઘણી શોધ કરાવી પણ તેનો પત્તોજ મળ્યો નહિ પોતાના પિતા,

બંધુ તથા બહેનનું વેર લેવા એ વીરનરે દૃઢ સંકલ્પ કર્યો હતો. થોડી મુદ્દત, મુશીબત ભરેલી મુસાફરી કરી, સિંધના શિકારપુર નગરમાં પહોંચ્યો. ત્યાંના તુર્ક બાદશાહ સલાબતજંગને મળ્યો ને ખેરપુરની ખરેખરી ખુવારી જણાવી, તેની નોકરી સ્વીકારી.



## પ્રકરણ પંદરમું.

### તુફાનીઓનો ન્યાય-પ્રધાનને ફાંસી.



આજે રાજમહેલ આગળ મ્હોટી ધામધુમ ચાલી રહી છે જથ્થાબંધ લોકો એકઠા થયા છે. મહેલનું ચોગાનપણ મેદનીથી ભરાઈ ગયુ છે વજીર માનસિંહ અને હુલ્લડખોરોની આજે તપાસ ચાલનાર છે

પહેલા માળની કચેરી સારી પેઠે શણગારી છે કારભારીઓ, ભાયાતો અને સરદારો પોતપોતાની જગ્યાએ બેઠા છે, તેમજ ક્રૂરસિંહ પ્રધાનપદની ગાદીને અઢેલી બેઠેલો છે સહુથી ઉંચા આસનપર રાજા બિરાજમાન્ થયો ને હજુરી ખવાસો ખુશામદ કરતા આવી ઉભા, આખી કચેરી ચિકાર ભરાઇ ને મહેલની નીચે જબરો શોર બકોર થઈ રહ્યો

દરબારમા કોઈપણ સુજ્ઞ કે સ્વતંત્ર માણુસ જોવામા આવતો નહોતો મુખ્યત્વે કરી દુષ્ટ, વ્યભિચારી અને હાજીહાં કરનાર વ્યસનીઓજ એકઠા થયા હતા અને સાધારણ જ્ઞાન ધરાવનારા માણસો પણ થોડાજ હતા

મદ્યના નિશાથી ચકચૂર થયેલો રાજા ગાદીપર પડ્યો પડ્યો ડોલતો હતો, એટલામા વળી કસુંબો લીધો સઘળા દરબારીઓ એક-બીજાને આગ્રહ કરી, સોગંદો આપી કસુંબો

પાવા લાગ્યા. બાદ ગણિકા પદ્માનો નાચ શરૂ થયો. "હાજી હા"—"વાહવા વાહવા" કરી સઘળા ખુશામતખોર ખવાસો વખાણવા લાગ્યા અને કસુંબાની લહેરમાં રંગીલા લાલા ડોકાં ધુણાવવા લાગ્યા. ગાયન પૂરૂં થતાં કસુંબાના ઘેનમાં ડોલા ખાતા અર્ધ ઉંઘતા રાજાએ, વજીર માનસિંહ અને તેના પુત્ર રણમલ્લને દરબારમાં લાવવા હુકમ કર્યો.

વૃદ્ધ અને નિર્દોષ અમાત્ય અને તેના પુત્રના હાથપગ બાંધેલા છે. એવી સ્થિતિમાં તેમને, બાંધીવાનોમાટે બનાવેલા પાંજરામાં ઉભા કર્યા. દુર્ગુણી અને દુષ્ટ દરબારીઓ આથી ખુશી થવા લાગ્યા ને તેમની મશ્કરી કરવા માંડી.

થોડીવારે તેમના સામું જોઈ હરિહરસિંહે મોટે અવાજે કહ્યું,—" ઓ દુષ્ટ! ધુતારા!! તેં અને તારા વડીલોએ જેનું નિમક ખાધું, તેનાજ હુકમની તું સામે થયો? જેનાથી તેં તારી જીંદગી સુખમાં ગુજારી, તેનાજ નોકરોને હણ્યા? નિમકહરામ! હાથમાંથી રાજસત્તા લઈ લીધી, છતાં પણ તારી આંખો ઉઘડી નહિ? ઓ બૂઢા! કંગાળ! તે વખતે તારી વૃદ્ધાવસ્થા ઉપર દયા કરી જતો મૂક્યો તેનો આ બદલો? તું આટલો બધો ગર્વિષ્ઠ થયો છે, તે તારો સઘળો મદ મ્હારો હિતેચ્છુ અને વિશ્વાસુ પ્રધાન થોડા વખતમાં ઉતારી નાખશે."

આ સાંભળતાંજ માનસિંહ બેશુદ્ધ થઈ જમીન ઉપર પડી ગયો. થોડીવારે સાવધ થઈ કંપતાં કંપતાં કહેવા

માંડ્યુ,—" રાજા ! આ સઘળા ઉપરથી તારૂં માઠુ ભવિષ્ય માલમ પડે છે, વાસ્તે જે કંઈ પગલુ ભર તેમા પૂર્ણ વિચાર કરજે તુ મને મારી નાખવા ઇચ્છે છે, તે હુ સારી પેઠે સમજુ છુ મનુષ્ય અને વસ્તુમાત્ર, નામ તેનો નાશ છેજ, કોઈ વહેલુ ને કોઈ મોડુ હુ મોતથી ડરતો નથી. પણ તું યાદ રાખજે કે આ કૃત્ય કર્યા પછી તને મ્હોટો પસ્તાવો થશે ઓ ભોળા રાજા ! તુ તારી આગલી સ્થિતિ સભાર ને વિચારી જો કે તારા સ્વર્ગવાસી પિતાના મરણ વખતે જ્યારે તું ન્હાનો હતો, ત્યારે તને ઉછેરી કોણે મ્હોટો કર્યો ? પિતા પેઠે તારૂ રક્ષણ કોણે કર્યું ? જેને તુ તારા પિતાથી પણ વિશેષ ચ્હાતો, જેણે તારૂ રાજકાજ સભાળ્યુ, અને જેને તું કહેતો હતો કે 'મ્હારાં માબાપ તુલ્ય આપજ છો,' તેનેજ આજ તારા નીચ સલાહકારના ભમાવ્યાથી મારી નાખવા તૈયાર થયો છે ? ! અરેરે ! તુ મારી નખાવ તે પહેલા જરા વિચાર કર, તારા કાન ઉઘાડ તારા કુટુબનુ મેં રક્ષણ કર્યું. તારૂ રાજ્ય ચલાવ્યુ, રાજ્યના રિપુને પાછા હઠાવી બચાવ કર્યો, તેમજ પ્રજાસાથે અદલ ઇનસાફથી વર્ત્યો, મ્હોટો કરી તને તારૂ રાજ્ય આબાદીમા સ્વાધીન કર્યું, શુ તે સર્વનો આ બદલો ?"

હરિહરસિંહે પોતાનુ મોઢુ ગાદીમા છૂપાવ્યુ. માનસિંહ તેથી ક્રૂરસિંહ તરફ મો હુ ફેરવી ગુસ્સાથી બોલ્યો,—' ઓ દુષ્ટ ! નિર્દોષનો નાશ કરનાર ! ધિક્કાર છે તને ! ધિક્કાર છે તારા

માત-પિતાને કે જેણે તારા જેવા અઘોરકર્મ કરનાર કુલાંગારને જન્મ આપ્યો. ઘાતકી! તું ન સમજતો કે મ્હારા મરણ પછી તું સુખ ભોગવીશ. યાદ રાખજે કે તું ઘણી ખરાબ હાલતમાં મરણ પામીશ. હું આજકાલ જાઉં જાઉં કરતો હતો, તેને પણ તેં નીચે ફસાવ્યો. નિર્દય! તારૂં આલોકમાં કે પરલોકમાં ક્યાંઇપણ સારૂં થશે નહિ. બૂરી ધારણા પાર પાડવાને તેં આ ભલા પણ કેવળ ભોળા અને અજ્ઞાન રાજાને હાથ કીધો છે, પણ તેનાં ઘણાં માઠાં ફળો તને અવશ્ય ચાખવાં પડશે."

રાજા તરફ ફરીનેઃ—"હરિહર! તારૂં નિકંદન થશે. આ અધમના પાપે તું પાયમાલ થઇ ગયો છે ને હજી થઇશ. હજી ચેત તો તારા હાથમાં વખત છે. જલદી એ ચાંડાળને દૂર કર. રાજ્યઉપર ઘોર આપત્તિઓ લાવીને એ તારૂં ખેદાન મેદાન કરી નાખશે. હતભાગ્ય ભૂપતિ! નીચની શીખવણીથી તેં પવિત્ર ભાનુમતિને કારાગૃહમાં કેદ કરી છે. તું વિચાર તો ખરો કે આ અબુદ્ધ પ્રધાનની બ્હેન કેવળદેવી કેવી દુરાચારી છે? લક્ષ દઈ બરાબર તપાસ કરીશ તો ખરી હકિકત ખુલ્લી થશે."

એટલામાં ક્રૂરસિંહ વચ્ચે બોલી ઉઠ્યો,—"હજુર! મરણની અણીપર આવેલો બૂઢો, ફાવે તેમ બકે છે; એનું જે કાંઈ કરવું હોય તે કરી નાખવા જલદી આજ્ઞા કરો."

રાજા દારૂના ઘેનમાં બોલ્યો.—"હો! જોય છે શું? એ

બહુબોલા બૂઢાને તારી મરજીમાં આવે તેમ કર મ્હારો હુકમજ છે. ”

ક્રૂરસિંહે સિપાઇઓને બોલાવી કહ્યુ,—“આને એકદમ અહીંથી લઇ જાઓ અને શૂળીપર ચઢાવી દ્યો તેના દીકરાને હાલ તુરત બંધીખાનામાં રાખો ને હમણાં બેઉને અહીંથી લઈ જાઓ ”

આ સાંભળી બે ચાર સિપાઇઓ, તેઓ કંઈ બોલે તે પહેલાં દરબારમાંથી ઘસડી ગયા. પ્રથમની પેઠે હલકા હજુરી અવાસો તેથી ખુશી થતા હસવા લાગ્યા પોતે મહા મ્હોટું પરાક્રમ કર્યું હોય તેમ ક્રૂરસિંહ ખુશી થતો ફૂલાવા લાગ્યો

રસ્તે એકઠા મળેલા લોકોમાં આથી મ્હોટો ગભરાટ ચાલી રહ્યો વધારે ઉશ્કેરણી થઈ અને ફરીથી તોફાન થાય એવી ધાસ્તી ઉપજી, પણ તૈયાર રાખેલા લશ્કરના બળે તેવું કાંઇ થયુ નહિ

થોડીવારે પકડાયેલા આરોપીઓને દરબારમા પ્રવેશ કરાવ્યો ક્રૂરસિંહે એમની કાંઇ પણ દલીલ સાંભળ્યાવગર દશને જીવતા દાટવાનો, પાંચને જીવતા બાળવાનો અને વીશને ફાંસીને લાકડે લટકાવવાનો હુકમ કર્યો! સિવાય કોઇને જન્મટીપની, કોઇને સાત વર્ષની અને કોઇને ચાર વર્ષની સખત સજા કરી.

શહેરમાં આથી હાહાકાર વર્તાઈ રહ્યો ને ગજા, પ્રધાન તથા હજુરી અવાસો તરફ લોકો તિરસ્કારના શબ્દો ઉચ્ચરવા

લાગ્યા. સાંજનો સમય થયો તેમ લોકોની વધારે મેદની મળવા લાગી. આ વખતે **માનસિંહ**ને વધસ્થાને લઈ ગયા. લોકોમાં એટલી લાગણી ઉશ્કેરાઈ કે ધીરજનું ચિહ્ન જોવામાં આવે નહિ. મન ઉકળી ગયાં. કેટલાકો અશ્રુપાત કરવા લાગ્યા અને કેટલાકો આસમંડળને માટે સખ્ત શબ્દો સાથે માઠું ભવિષ્ય ભાણવા લાગ્યા. રાજાની આજ્ઞાથી ક્રૂરસિંહે હુકમ કર્યો કે તુરત ચાંડાલોએ ભલા **માનસિંહ**નું ગર્દન ઉડાવી દીધું ! ! આ ન્યાયી અને રાજભક્ત પુરુષને છેવટ પ્રભુભક્તિ કરવાની તક પણ એ દુષ્ટોએ આપી નહિ.

આ ઘોરકૃત્ય થયા બાદ ક્રૂરસિંહે લોહીથી ખરડાયેલું **માનસિંહ**જીનું મસ્તક ભાલાંથી ઉંચું કરી લોકોને બતાવવા માંડયું ને કહેવા લાગ્યો કે, "જુઓ ! રાજદ્રોહીની દશા !"

લોકોને આ બનાવથી વધારે બેચેની ઉપજી, પણ નિરુપાય. શબને અગ્નિસંસ્કાર કરવાની રાજાએ રજા આપી અને લોકોના ધિક્કાર વચ્ચે તેની સ્વારી પાછી ફરી.

રાજ્યના ખરા ખેરખાહ અથવા હિતચિંતક પ્રધાન **માનસિંહ**ના મરણનો માચાણુ પ્રજાએ થોડા દિવસ હડતાલ પાડી શોક બતાવ્યો. ઘણાં લોકો આ બનાવથી એટલાં ઈતરાજી થયાં કે ખેરપુરને છેલ્લી સલામ કરી, ઘરબાર મૂકી અન્ય સ્થળે નિવાસ કર્યો. શહેરમાં માત્ર, નહિ જેવી વસ્તી રહી. આ સઘળાંનું ભવિષ્ય માઠાં પરિણામનો દિવસ સૂચવતું હતું.

# પ્રકરણ સોળમું.



રાજપુત્રોનું પરાક્રમ અને પલાયન.

શિયાળો શરૂ થતા સખત ટાઢ પડવા લાગી, હિમાલયના પહાડો બરફથી ઢંકાઈ ગયા ને એ આખા પ્રદેશમા વહેતી નદીઓ જાણે બરફથી બધાઇ ગઈ હોય એમ લાગતુ હતુ જગલમાના ઝાડો અને જમીન ઉપર સઘળે બરફ બરફ થઈ રહ્યુ છે, તે કુદરતે જાણે સફેદ ચાદર બિછાવી હોય એવો ભાસ પાડે છે

હમણા જાલમસિંહની સરદારી નીચે લુટારૂઓ પોતાનો ધધો ચલાવવા નીકળી પડયા છે ગુફામા પદર–વીશ માણસોને બેઉ કુમારોની ચોકી કરવા ,તથા તેમને જાળવવા રાખ્યા હતા

એક દિવસ મધ્યરાત્રીને સમયે તેઓ પોતાના બિછાનામાથી જાગી ઉઠયા અને ન્હાસવાને તૈયાર થયા. રણવીરે કહ્યુ,–"મિત્ર! લાગ બહુ સારો છે" આ જગલીઓ આપણે આપેલો દારૂ પી નિશામા ચકચૂર છે ન્હાસવાનો આવો બીજો પ્રસગ મળશે નહિ માટે ઉઠો, ચાલો તેમના હથિયારો લઈ બાધીને ચાલ્યા જઇએ! સામા થશે તો તેમનાં હથિયારવડે તેમનેજ કાપી નાખશુ"

વીરભદ્રને આ વિચાર પસંદ પડયો ને રણવીરને તેની સમયસૂચકતા માટે શાબાશી આપી. બન્ને બિછાનામાંથી તુરત ઉઠયા, ને વસ્ત્રો પહેર્યાં. પછી જ્યાં જંગલીઓ દારૂ પી ઘેનમાં ચકચૂર પડયા હતા, ત્યાં ગયા અને ગુપચુપ જોયું તો એક જણ ફરતો હતો ને બાકીના સર્વે નિદ્રાવશ હતા. તરતજ તેઓ ચોકી કરતા જંગલી ઉપર ઓચિંતા તૂટી પડયા ને કાંઈપણ બોલે, તે પહેલાં જમીનપર પટકી મોઢામાં ડૂચો દઈ થાંભલા સાથે તેને બાંધી દીધો. ચાર-પાંચ જણાનાં હથિયારો લઈ લીધાં અને બીજાં લેતા હતા, તેવામાં પેલા ચોકીદારે મોંપરથી ડૂચો ખસેડી બૂમ પાડી. આ સાંભળી જંગલીઓ ચોંકીને જાગી ઉઠયા. જોય છે તો રાજકુમારો હથિયાર લે છે ને પોરેગીર બાંધેલો છે. વિચારમાં તેઓ દિગ્મુઢ જેવા થઈ ગયા.

રાજપુત્રોએ જાણ્યું કે,–'બાજી બગડી. હવે ન્હાસવાની તક રહી નથી; પણ જો પાછા શરણ થઈશું તો તેઓ વધારે જાપતામાં રાખશે ને જુલમ ગુજારશે.'

રણવીર બોલ્યો,–"ભાઈ! જુઓ છો શું? આપણી પાસે હથિયાર છે. ચાલો કાપી નાખીએ."

જંગલી જૂથ કંઈ પણ કરે તે અગાઉ એકદમ તેમનાઉપર તેઓ તૂટી પડ્યા. ઉઠીને લડવાને તૈયાર થાય તે પહેલાં બકરાની પેઠે સાત જણને તલવારથી કાપી નાખ્યા અને બાકીના ખૂબ જોશમાં આવી સામા થયા. તેઓ તેમની

આસપાસ ફરી વળ્યા અને ઘેરી લીધા આટલુ છતા પોતાનુ રક્ષણ રાજપુત્રોએ બહુ બહાદુરીથી કર્યું, પાચ-સાતને નીચે પાડ્યાં, તેથી બાકીના ન્હાસી ગયા પછી બાંધેલા પોરેગીરને એમજ રહેવા દઈ ગુફામાથી બહાર આવ્યા અશ્વશાળામાથી બે અશ્વ છોડી તે ઉપર સ્વાર થયા ને આખી રાત જરા પણ થાક લીધાવિના જીવ લઇ પચે પડ્યા



# —ઃ પ્રકરણ સત્તરમું. ઃ—

## રાજપુત્રોનો વિજય.



સવાર પડી. ભાનુનો ઉદય થયો. તેણે પોતાનાં તેજોમય કિરણો પૃથ્વીની સપાટીપર ફેંક્યાં. સઘળે અજવાળું અજવાળું થઈ રહ્યું. આ વખતે સદોદિત બરફમય હિમાલયના ઝાડીવાળા ઘીચ ભાગોમાં બે યુવાન ઘોડેસ્વારો ઝડપથી જતા જણાય છે, જેઓના મોં ઉપર ભયની છાપ છાઈ રહી છે.

લગભગ મધ્યાહ્ન થવા આવ્યો અને ઘોડેસ્વારો સુંદર સરોવરની પાળે આવી પહોંચ્યા. તળાવ ન્હાનું પણ ઘણું રમણીય હતું. ચારે પાસ લીલી ઝાડીવાળાં જંગલો તેની શોભામાં વધારો કરતાં હતાં. ઘોડાપરથી નીચે ઉતર્યા અને થોડાંક રાની ફળો તોડી આહાર કરવા લાગ્યા. જરા વિશ્રાંતિ લઈ પાછું પ્રયાણ શરૂ કર્યું.

બે કલાક ઘોર અરણ્યમાં ચાલ્યા બાદ એક મોટું ચોગાન આવ્યું. બરફ એટલું બધું છવાઈ ગયું હતું કે તેનો ઘેરાવો આશરે દોઢ માઈલનો છતાં સઘળે શ્વેતજ દેખાતું હતું. ચાલતાં ચાલતાં મધ્યભાગે આવ્યા, તેવામાં સામેની ઝાડીમાંથી પચાશેક માણસોની ટોળી સામે આવતી જોઇ. તેમાં એક ઘોડેસ્વાર અને બાકી સર્વ પ્યાદા (પગપાળા) હતા.

આ જોઈતેઓ ગભરાયા એકે કહ્યુ,—"ભાઈ વીરભદ્ર ! ગભરાઓ નહિ એતો લટારૂને મોખરે ઘોડેસ્વાર જાલમસિહ મરશુ કે મારશુ, પણ આપણે તેને તાબે તો નહિજ થઈએ "

વીરભદ્ર—"રણવીર, હુ ડરતો નથી ગમે તેમ થાય તેની કશી ધાસ્તી નથી, પણ મ્હારો વિચાર એવો છે કે હવે આપણે એમની નામેજ ઘોડા દોડાવીએ ( ઉંચુ જોઇ હાથ જોડીને ) ઇષ્ટદેવ ! પશુપતેશ્વર ! તુ અમારૂ રક્ષણ કર"

રણવીર—"નહિ ભાઈ એમ ન કરવુ હમણા આપણે એક ન્હાની ટેકરીપર છીએ ને તેઓ નીચે છે આવી બચાવ વાળી જગ્યા મૂકવી તેમાં સલામતી નથી ટેકરીપર હોઇશુ તો કઇ પણ બચાવ કરી શકશુ માટે બદુકો ભરીએ અને લડવાને તૈયાર થઇએ "

લુટારૂટોળી પાસે આવી જાલમે તેઓ તરફ ફરીને બુમ પાડી કહ્યુ,—"તાબે થાઓ, નહિ તો માર્યા જશો "

રણવીર હિંમતથી બોલી ઉઠ્યો,—"મરશુ કે મારશુ, પણ અમે તમારે તાબે થઇશુ નહિ જગલી મેઢાઓ ! રજપૂત સિંહને શુ કરનાર છે ? બકરાની પેઠે અમે તમને રેહસી નાખશુ ચાલો તૈયાર થાઓ "

આટલુ કહી એક ગોળી ફેંકી, એક માણસ ઠાર વયો

રણવીર તથા વીરભદ્રે એમ દશ-બાર શત્રુઓને ઠાર કર્યાં છેવટસુધી હાથમાથી તલવાર છોડી નહિ ને ઇષ્ટદે-

વનું સ્મરણ કરી લડવા માંડયું. પચાશ દુશ્મનો સામા છતાં આ બે રજપૂતોએ બતાવેલી બહાદુરી જેવી તેવી નહિ ગણાય. વળી તેમના ઉપર પણ ઓછા ઘા પડયા નહોતા. થોડી વારમાં પાછળથી બંદૂકોના બહાર થવા લાગ્યા અને લૂટારૂઓ પડવા માંડ્યા. જાલમ અજાયબ થયો અને પાછળ ફરી જોયું તો નેપાળેશ્વરની વહારના ૧૦૦ માણસોની ટુકડી.

લૂટારૂઓ એકદમ ગભરાયા; તેમના હોસકોસ ઉડી ગયા. એટલામાં રણવીરની તલવારે જાલમના બે કટકા ઉડાવ્યા! એ જોઈ બાકીનાઓ જીવ લઈ નાઠા. મદદે આવેલી ટુકડીને લઈ રણવીર તથા વીરભદ્રે તેમની પૂઠ પકડી અને ઘણાકોને મારી નાખ્યા.

આ ન્હાની ટુકડીનો ઉપરી આગેવાન અમરસિંહ હતો. તેણે તરતજ વીરભદ્રને ઓળખ્યો અને ઘોડાપરથી ઉતરી સલામ કરી કહ્યું,—"કુમાર સાહેબ! આપને આરોગ્ય જોઈ મને અતિ આનંદ થયો. અઢી અઢી વરસ થયાં અમે આપને શોધતા હતા. રાત–દિવસ જંગલે જગલ અને ઠામે ઠામ ફરતાં ફરતાં માંડમાંડ આજ ઈશ્વરકૃપાએ આપનો મેળાપ થયો. ઈશ્વર આપને કુશળ રાખે. આપનો સદા જય જય થાઓ."

વીરભદ્રે હર્ષિત વદને કહ્યું,—"અમરસિંહ, જો આ વીરબંધુ મને ન મળત તો તમે મને અંહી કદી જોત નહિ. સ-

ઘણી યુક્તિ અને બહાદુરી એમની છે મ્હારે તમને એની ઓળખાણ આપવી જોઇએ એ મ્હારા પિતાશ્રીના મિત્ર, મિથિલાપુરીના સ્વર્ગસ્થ મહારાજા લક્ષ્મણસિંહના કુમાર રણવીરસિંહ છે "

અમરસિંહે આનંદિત થઈ ઉત્તર આપ્યો,–"શું સાહેબ મહારાજા લક્ષ્મણસિંહજીના કુમાર? ઓહો! ચાલો ત્યારે તો બહુજ ખુશીની બીના બની. (રણવીરને નમીને) મને અત્યંત હર્ષ થાય છે કે આપના માતુશ્રી મહારાણી મંદોદરીબાઇનો અમને મેળાપ થયો છે તેઓ આપની રાહ જોતાજ અમારા મહારાજા સાહેબને ત્યાં રહ્યાં છે બધી હકીકત હું આપને પછી કહીશ હાલ તો આપ થાકી ગયા હશો, માટે ચાલિયે "

રણવીરે માતા મંદોદરીનો સદેશો સાભળી સતોષપૂર્વક ઉપકાર માન્યો ચાલતાં ચાલતા સર્વે ઉતારે પહોંચ્યા દાખલ થતાજ એક ખેપીઆને ખુશાલીના ખબર કહેવા નેપાળેશ્વર મોકલ્યો રજની નિર્ગમન કરી પ્રભાતે રાજ્યધાની તરફ રવાને થયા



# પ્રકરણ અઢારમું.

## વૃદ્ધ ઉદયરત્નનો ઉત્સાહ.



નેપાળનું રાજ્યનગર કૈલાસપુર, સુંદર લીલોતરીથી ભરપુર, બરફથી ઢંકાએલા અને ઉંચા આકાશ સાથે ડોકિયાં કરતા પહાડોની વચ્ચે નિર્ભય સ્થાનમાં આવેલું છે. આ અતિ રોનકદાર અને વિશાળ શહેરના રક્ષણમાટે છ મજબૂત ડુંગરાઉ કિલ્લા અને ફરતી કિલ્લેબંદી કરવામાં આવી છે. દેદીપ્યમાન દેવળો, બંગલાઓ અને હવેલીઓથી તથા વેપારની આબાદીથી શહેરની રિદ્ધિસિદ્ધિ પણ સારી પેઠે જોવામાં આવે છે. શહેરના થડમાંજ વેનગંગા નામે પવિત્ર નદી વહ્યા કરે છે ને વાવ-તળાવ વગેરે નાનાં-મ્હોટાં જલાશયો પણ આસપાસ શોભા આપી રહ્યાં છે.

આ નગરી ઇંદ્રની અમરાપુરીને પણ ભૂલાવે તેવી ભવ્ય હતી. ઘણાં રમ્ય અને આંખને આનંદ ઉપજાવે એવાં ફળ-ફુલાદિકના બગીચાઓ તેમાં હતા. ગામમાં ચોસઠ ચૌટાં અને દરેક ચોકની વચ્ચે વિશાળ જગ્યામાં બગીચાની રચના પણ મનમોહક બની હતી..

શહેરના મધ્યભાગમાં "રામવિલાસ" નામે બાગ ઘણોજ રળિયામણો હતો. તેમાં ચિત્ર વિચિત્ર ઝીણી કોત-

રાણીથી ભરપૂર એક વિશાળ મહેલ શોભી રહ્યો છે આ મહેલમા ને પાળાધીશ મહારાજા ઉદયરત્નનો નિવાસ હતો કુમાર વીરભદ્ર ગુમ થયા પછી તે કોઈ દિવસ પણ મહેલથી બહાર નીકળ્યો નહોતો વૃદ્ધ રાણી ઇંદુમતી પણ તેની સાથે શોકમગ્ન રહેતી હતી સતાપવડે દપતીની કાયા કાષ્ઠવત્ બની ગઈ. લગભગ ત્રણ વર્ષ થયા કુંવરનો વિયોગ થયો હતો પુત્રવત્ પાળેલી પ્રજા એટલી તો સ્વામિભક્ત હતી કે તેપણ રાજાના દુ:ખે દુ ખી દેખાતી હતી

નિત્યના નિયમપ્રમાણે આજે પ્રભાત થતા ગઢના દરવાજા ઉઘડ્યા અને લોકો પોતપોતાને ઉદ્યમે લાગ્યા કેટલાક વેપારીઓએ પોતાની દુકાનો ઉઘાડી અને કેટલાકો ઉઘાડે છે, એટલામાં દશ-બાર ઘોડેસ્વારો પૂર જોશથી રાજમહેલ તરફ આવ્યા લોકો ચકિત થઈ તેમના તરફ જોવા લાગ્યા પહેરવેશપરથી અનુમાન કર્યું કે –'કોઈ લશ્કરી માણસો છે ' મહેલપાસે જઈ તેમના ઉપરી અમલદારે દરવાનને કાઇ કાનમા કહીને પછી કહ્યુ કે –' મહારાજ સાહેબને ખબર કરો 'થોડીવારમા તે અંદર જઈ પાછો આવ્યો

પહેલે માળે કોતરકામવાળા વિશાળ દીવાનખાનામા, કોચપર રાજા, રાણી તથા મંત્રીશ્વરી બેઠેલા છે. શોક કરવાથી તેમના શરીરો સૂકાઇ ગયા છે. અમલદાર દીવાનખાનામા ગયો અને હાથ જોડી ઉભો

ઉદયરત્ન—"કેમ બલભદ્ર! શા સમાચાર છે? કંઇ ખબર અંતર?"

બલભદ્ર—"સાહેબ! કુમારસાહેબ અમરસિંહજીને મળ્યા છે. સઘળા આ તરફ આવવા નીકળ્યા છે અને આવતી કાલસુધી ઈશ્વરનો હુકમ તો આંહી આવી પહોંચશે. આપને ખબર કરવા આગળથી મને અહીં મોકલ્યો છે. વધારે ખુશી થવા જેવું એ છે કે આપના પરમ મિત્ર સ્વર્ગવાસી મહારાજા લક્ષ્મણસિંહના કુંવર રણવીરસિંહજી પણ કુમારસાહેબની સાથે છે."

વૃદ્ધ રાજા-રાણી તથા દુઃખી મંદોદરી સાનંદાશ્ચર્ય પામ્યાં, અને પવિત્ર પ્રેમનાં અશ્રુ વહ્યાં. આ ખુશાલીની ખબર લાવનારને ઇનામ દાખલ હિરાનો હાર આપ્યો; તેમજ સાથેના ઘોડેસ્વારોને પણ મનગમતાં ઇનામો આપી પ્રસન્ન કર્યા.



# પ્રકરણ આગણીશમું.

## કૈલાસપુરીમાં આનંદોત્સવ.




રભદ્રના કુશળ સમાચાર સાભળી ઉદયરત્ન બહુ આનદમાં આવી ગયો આખો મહેલ શણગારવા માડ્યો ને શહેરમા ખુશાલીની સાકર વહેચી નોકરોને ઈનામોથી અને સાધુ-સતોને મિષ્ટાન્નથી સતુષ્ટ કર્યા. પ્રજાને પણ ઘણો આનદ થયો આખા શહેરમા ધામધૂમ ચાલી રહી લોકો સારાં સારા વસ્ત્રાભૂષણ ધારણ કરી ફરવા લાગ્યા રાત્રીએ પણ દીવાળીની પેઠે દીવા કરી આનદોદ્‌ગાર દર્શાવવા માડ્યો

* * * * * *

રાજપુત્રોની સ્વારી નગર નજીક આવી પહોંચી સામૈયુ કરી મહારાજા તેમજ આગેવાન સદ્‌ગૃહસ્થો તેમની ભેગા ગયા દૂરથી મહારાજાની સ્વારી જોઈ, **વીરભદ્રે** પોતાની સ્વારી થોભાવી થોડીવારમા મહારાજાની સ્વારી પાસે આવી કે **વીરભદ્ર** અને રણવીરસિંહ પગે ચાલી રાજાની સામા ગયા લશ્કરીઓએ અને નગરવાસીઓએ તેમને ખુશાલીના શબ્દોથી વધાવી લીધા કુમારને આવતો જોઈ ઉદયરત્ન હાથી ઉપરથી ઉતર્યો, કુમારે તેને ઘણાજ સ્નેહપૂર્વક પ્રણામ કર્યા. વૃદ્ધ રાજા તેજ પ્રમાણે અત્યત ભાવ-

સહિત ભેટયા. બહુ દિવસના વિયોગને લીધે પિતા-પુત્રનાં નેત્રો હર્ષનાં અશ્રુથી ભીજાયાં.

રણવીર તરફ હાથ કરી રાજકુમાર બોલ્યો,–"પિતાજી! આ મ્હારા પરમ સ્નેહી છે. આપ મને અત્યારે અંહી જુઓ છો તે એમના ચાતુર્ય અને બાહુબળના આધારે; નહિ તો હું આપનાં દર્શનનો લાભ પામત નહિ. આ વીર પુરુષ આપના પરમ મિત્ર સ્વર્ગસ્થ રાજા લક્ષ્મણસિંહજીના કુંવર રણવીરસિંહ છે."

ઉદયરત્ન રાજી થયો અને રણવીરને છાતીએ દાબી બોલ્યો,–"ભાઇ! તમારા આવવાથી અમો સર્વેના આનંદમાં વધારો થયો. તમારાં માતા મેઘની પેઠે તમારી રાહ જોય છે. તમારા બાહુબળ અને બુદ્ધિકૌશલ્યવિષે સાંભળીને હું બહુ પ્રસન્ન થયો છું. (**વીરભદ્ર** તરફ વળીને) "પુત્ર! હવે નગર તરફ ચાલો. તમારાં માતાને મળો."

લશ્કરના અને પ્રજાના હર્ષોદ્‌ગાર વચ્ચે **વીરભદ્ર** અને રણવીરને રાજાએ પોતાની સાથે હાથીપર બેસાડ્યા. પછી સ્વારી નગર તરફ ફરી.

કૈલાસપુર નજીક આવ્યું. દરવાજાથી દરબારી મહેલસુધી, લોકોની મ્હોટી મેદની સ્વારી જોવા આતુરતાથી એકઠી થઇ હતી. લગભગ ત્રણ વર્ષે પોતાના ભવિષ્યના ગાદીપતિને પાછો ફરેલો જોઇ, લોકો હર્ષથી જાણે ઘેલાં બની ગયાં હોય એવાં લાગતાં હતાં. સ્વારી શહેરમાં દાખલ થઈ કે "જય જય જય" ના ખુશાલી ભરેલા શબ્દો તેઓ ઉચ્ચરવા લાગ્યાં.

આસપાસના ઘરોમાંથી સ્ત્રીઓ આનંદિત વદને સ્વારી જોવા ઉભી હતી, તે હાથીની અબાડીપર ફુલો વર્ષાવતી મંગળ ગીતો ગાવા લાગી મહેલસુધી પહોંચતાં આખી અબાડી ફુલથી ભરાઈ ગઈ

મહેલમા પ્રવેશ કરતા રાણી સુંદરમતિ તથા મંદોદરીએ બન્ને રાજપુત્રોને વધાવી ઓવારણાં લીધા રાજપુત્રોએ માનપૂર્વક નમન કર્યુ ને ભાવસહિત માતાને ભેટી પડ્યા વૃદ્ધ રાણી સુખશાન્તિથી પાછા આવેલા પુત્રને જોઈ હર્ષના આસુ વર્ષાવવા લાગી એટલામાં વીરભદ્રની બ્હેન નેપાળેશ્વરની કુવરી ચંપકમાલિની જે ચપાના જેવા સુદર વર્ણની હતી, તે પણ આવી ભાઇને પ્રેમથી વધાવી ઓવારણા લીધા તેણે નમન કર્યું અને રણવીરની હકીકતથી વીરભદ્રે તેને વાકેફ કરી રણવીર આ મોહના સુદરીને જોઇ પ્રેમવશ થયો અને "આવી અર્ધાંગના પ્રાપ્ત થાય તો કેવુ સારૂ ?" એવી કલ્પના કરવા લાગ્યો રાજકુમારીનુ ચિત્ત પણ તેનાપર ચોટયુ ને પરસ્પર પ્રેમબીજ રોપાયુ થોડીવારમા બન્નેએ માનસિક રીતે લગ્નની પવિત્ર ગાંઠથી સસારનુ અલૌકિક સુખ મેળવવા આશા બાંધી.

ચતુર રાણી સુંદરબા આ નિર્દોષ ચેષ્ટાથી ચકિત થઇ. જોડી યોગ્ય જોઇ પોતાના મનસા એ બેઉનાં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો વૃદ્ધરાજાને હકીકત જણાવતાં ખુશીથી તેણે અનુકૂળ મત આપ્યુ અને બીજે દિવસે દરબાર ભરી કુવરીના લગ્ન રણવીર સાથે કરવાનો નિશ્ચય કર્યો

# પ્રકરણ વીશમું.

## ખુશાલીની દરબાર.



રાજમહેલને પહેલે મજલે કચેરીના દીવાનખાનામાં આજે દરબાર ભરાવાની હતી. આખા મહેલને તેમજ કચેરીને સુશોભિત રીતે શણગારવામાં આવ્યાં હતાં. જરીથી ભરેલા બૂટાવાળો મખમલનો ભલકાદાર ગાલીચો દીવાનખાનામાં બિછાવ્યો હતો. દરબારને એક છેડે વચ્ચોવચ હંસના આકારનો સોના-રૂપાનો હિરા-માણેક જડિત ઘણો સુંદર અને મૂલ્યવાન તખ્ત શોભતો હતો. દીવાનખાનાની ભીંતોપર નાનાપ્રકારનાં સુંદર ચિત્રો, રાજા-મહારાજા અને પ્રતાપી સ્ત્રી-પુરુષોની છબીઓ, તખ્તાઓ, જોનારના મનને આશ્ચર્ય પમાડે તેવાં હતાં. રંગ-બેરંગી હાંડી, ઝુમ્મર, ગોળા તેમજ બારીએ બારીએ ટાંગેલી ધ્વજા-પતાકા વગેરેથી દરબારની શોભા એવી બની રહી હતી કે કોઈ કુશળ ચિત્રકાર અથવા વિદ્વાન્ કવિની કલમને શોભા આપે.

તખ્તની એક બાજુએ અમાત્યમંડળ, ખંડિયા રાજાઓ, ગરાસીઆઓ, ભાયાતો અને બીજી બાજુએ શ્રીમંત વેપારીઓ બેઠેલા હતા. આખી દરબાર ચિકાર થઈ ગઈ હતી.

મહારાજા ઉદયરત્ન, તખ્તપર બેઠા. તેની પાસેના

મ્હારા તખ્તપર કુમાર વીરભદ્ર અને રણવીરસિંહને બે-
સાડ્યા સભાજનોએ ઉભા થઇ મહારાજાને માન આપ્યુ

ગુમ થયેલા કુમારનો પત્તો મળવાથી સભામંડળે મહા-
રાજાને અભીનંદન આપ્યુ અને નજરાણા ભેટ કર્યા પછી
નાચ-રંગ શરૂ થયો, તે પૂરો થતા વારાંગનાઓને પારિતો-
ષિક આપી વિદાય કરી

ત્યારબાદ મહારાજાએ ભાષણ કરતા કુમારને છોડવવાના
મદદ કરવામાટે રણવીર અને અમરસિંહનો અતિ ઉપ
કાર માની કહ્યુ,-" આ પ્રતાપી પુરુષને તમે ઓળખતા
નહિ હશો મ્હારા પરમ મિત્ર મિથિલાપુરીના સ્વર્ગવાસી
મહારાજ લક્ષ્મણસિંહના આ કુળદીપક કુમાર રણવીર-
સિંહ, એના ઉપકારનો બદલો કોઈ પણ રીતે આપણાથી
વળી શકે તેમ નથી. તોપણ હુ મ્હારી કન્યા ચંપકમા
લિની તેને પરણાવુછુ અને ગોરખપુર પરગણુ દાયજામા
આપુછુ, એટલુજ નહિ પણ તેમનુ દુશ્મનોને હસ્તક ગયેલુ
રાજ્ય પાછુ મેળવી આપવાનુ હુ પણ લઉછુ "

આ પછી જોષીમહારાજને તેડાવી વસતપચમીને દિ-
વસ લગ્નનુ મુહૂર્ત નિર્ધાર્યું જોષીને સુવર્ણ દક્ષિણાદિ આપી
હર્ષસહિત સભા વિસર્જન કરવામા આવી



# પ્રકરણ એકવીશમું.

## અમાત્યપુત્રીપર ઘોર આપત્તિ.

મનોરમાનું હરણ થયે આજ લગભગ ત્રણ માસ થવા આવ્યા. એકવાર રાત્રી સમયે તે બિચારી ઈશ્વરનું સ્મરણ કરતી બેઠી છે, એવામાં વિષયવશ હરિહર દુષ્ટ વાસનાથી તેની પાસે આવ્યો. કામના આવેશમાં તે બોલ્યો,–"ઓ મનહર મૂર્તિ! મ્હારા હૈયાના હાર! જીવન પ્રાણ! તું આટલો બધો શોક ના કર; પરિતાપથી તારૂં કુસુમવત્ કોમળ અંગ જાણે અગ્નિથી કરમાતું હોય એવું બની ગયું છે. પ્યારી! આજ ત્રણ માસ થયા હું તારા સુખનેમાટે તલસું છું; કાલાવાલા કરૂંછું, વિનવુંછું; પણ તું મને પ્રેમ દૃષ્ટિયે નિહાળતી નથી? જરા રહેમ કર. એકવાર હસીને તું મ્હારી સાથે મધુર ભાષણ કરઃ મેં જે કાંઈ કર્યું છે, તે તારાજ હિતવાસ્તે. સુંદરી! હું તને મ્હારી સાથે લગ્ન કરવા લાવ્યો છું. આ સઘળું રાજપાટ તારૂંજ છે. હું ઇચ્છું છું કે તું રાજવૈભવ ભોગવી સુખી થા. સમજ; વધુ વિચાર માંડી વાળ અને મ્હારી સાથે લગ્ન કરવાને કબૂલ થા. હું તારા ભાઇને પ્રધાનની પદ્વી આપી નિહાલ કરીશ. તારા

ઘરમા શુ સુખ છે ? ત્યાનુ દુ:ખ ખમવાને તારૂ કોમળ અને લાવણ્યયુક્ત શરીર હવે બિલકૂલ યોગ્ય નથી તારા જેવાં રમણીય રત્ન તો રાજમદિરેજ શોભે શું રાજહસિની કાગની કોટે મ્હાલશે ? નહિ નહિ, એ યોગ્યજ નહિ મ્હારો મનહર જનાનો શોભાવવાનેજ તુ જન્મી છે પ્યારી! મ્હારી મરજીને માન્ય કરી સુખી થા ”

મનોરમા તિરસ્કારયુક્ત દૃષ્ટિથી બોલી —“ અરેરે ! તમે આ શુ ઉચ્ચરો છો ? પિતાતુલ્ય રાજાની હુ તો એક પુત્રી ગણાઉં આવા વચન તમારા મુખમાં છાજે નહિ જે રાજા પ્રજાપત્નીને વિષયદૃષ્ટિથી જોય છે, તેનુ પરિણામ અત્યન્ત નઠારૂ આવે છે માટે ઓ રાજા ! મ્હારૂ માન ને દુષ્ટ ઇચ્છા છોડી દે નહિ માને તો જરૂર તારાપર ન્યાયી ઇશ્વરનો કોપ એકદમ ઉતરી પડશે ને તારૂ સર્વસ્વ ક્ષણવારમાં નાશ પામશે ”

હરિહર ઠાવકુ મોઢુ રાખી બોલ્યો,—“ઓ શશીવદની ! સુદરી ! આ વખતે મને શીખામણો સાભળવાની બિલકૂલ ઇચ્છા નથી, તેમજ તારા શ્રાપથી મારૂ મન કપતુ નથી ખુશીથી મ્હારી ઇચ્છા નહિ સ્વીકારે તો પરાણે પણ હુ મ્હારૂ ધાર્યુ કરીશ. માટે મધુરી ! બહેતર એજ છે કે તુ તારી વાક્ચાતુર્ગી બાજુપર મૂકી, પ્રેમપૂર્વક મ્હારી સામુ જો ફરીથી હુ તને ચેતવુ છુ કે છેવટ જોર-જુલમથી પણ હુ મ્હારૂ ધાર્યું પાર પાડીશ, માટે લગાર વિચાર કર મનોરમા !

તારાપર મ્હારા મનની પૂર્ણ મમતા હોવાને લીધે હજુ હું તને એક માસની અવધિ આપું છું."

આટલું કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. અમાત્યપુત્રી અતિ અકળામણથી તુરત તો મુક્ત થઇ, પણ શિયળનું શી રીતે રક્ષણ કરવું, તે માટે તેના મનમાં અનેક ચિંતા થવા લાગી. છેવટ ઈશ્વરપર વિશ્વાસ રાખી, પાપી હરિહરને હજારો શ્રાપ દેતી નિદ્રાવશ થઇ.



# પ્રકરણ બાવીશમું.

## રણવીરનાં લગ્ન.



વસંતપંચમીના મંગળ દિવસને હવે ચાર દિવસ બાકી રહેવાથી કૈલાનપુરમાં મ્હોટી ધામધુમ ચાલી રહી છે પ્રજાવર્ગ આનંદમગ્ન છે લોકો ચૌટા બજાર અને ઘરબાર શણગારે છે વાચનાર! વિદિત હશે કે રાજકુમારી ચંપકમાલિનીના લગ્નનું શુભ મુહૂર્ત નજીક આવવાથી આ સર્વ તૈયારી થાય છે

રાજમહેલ પાસે મોટો મંડપ બાંધવામાં આવ્યો છે સોનેરી પડદા, ઝાલરો, કિનખાબના ગાદી-તકિયા અને મખમલની જરી-બુટ્ટાવાળી જાજમ બિછાવી છે વૃદ્ધ રાજા-રાણીના મનમાં હર્ષ માતો નથી પુષ્કળ પૈસા ખર્ચી લગ્નસમારંભ કરવામાં આવ્યો છે આખા નગરને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું છે દર રાત્રીએ પ્રકાશિત રોશની થાય છે, ગરીબોને છૂટે હાથે પૈસા વહેંચાય છે અને નિત્ય બ્રહ્મભોજ થયા કરે છે લગ્નના મંગળ પ્રસંગનો લ્હાવો લેતા શ્રીમાન્ રાજાએ સંપત્તિનો સારી પેઠે વ્યય કર્યો

લગ્નમુહૂર્તને દિવસ મધ્યાહ્નસમયે દબદબાભરી સ્વારી નીકળી મોખરે ઢોલ, ત્રાંસા, શરણાઈ વગેરે વાજીંત્રોના ગંભીર નાદો થવા લાગ્યા તેની પાછળ ઘોડેસ્વાર, પાયદળ

વગેરે પલટણો બંદુકોના ભડાર કરતી હતી; રંગ-બેરંગી મનોહર આતશબાજી તથા દારૂખાનાનો ઉપયોગ પણ મ્હોટા જથામાં થતો હતો. રાજા, અમાત્યમંડળ તથા મહાજનના લોકો પાછળ, ચતુરાઈથી શણગારેલા એક વિશાળ ગજરાજ ઉપર સોના-રૂપાના રત્નજડિત હોદ્દામાં સુશોભિત પોશાકમાં સજ્જ થયેલો કુમાર રણવીરસિંહ બિરાજ્યો હતો. તેની પાછળ સુંદર રેશમી પડદાવાળા રથો ને છેલ્લે ખાસ-પાયગાના સ્વારો ચાલતા હતા.

વાજીંત્રોના ઘોષથી આખું શહેર ગાજી રહ્યું હતું. આ સુશોભિત સ્વારી જોવાને રાજમાર્ગે તથા મુખ્ય બજારમાં લોકોનાં ટોળેટોળાં ઉભરાઈ જતાં હતાં. સ્ત્રીએ બારી-જાળીમાંથી ઓવારણાં લેતી પુલો વરસાવતી હતી. ખુશીમાં આવેલા લોકો "જય જય જય" ભણતા અંતઃકરણપૂર્વક આશીર્વચનો ઉચ્ચરતા હતા.

સ્વારી ફરતી ફરતી દરબારગઢના રંગમંડપ આગળ આવી. રણવીર હાથી ઉપરથી ઉતર્યો. માતા મંદોદરીએ તેને હર્ષથી વધાવ્યો, શાસ્ત્રવિધિથી રણવીરનાં લગ્ન ચંપકમાલિની સાથે થયાં. આખું કૈલાસપુર ઉલ્લાસથી પ્રફુલ્લ થયું. શહેરમાં મીઠાઇઓ વહેંચાઇ અને સઘળે જયજયકાર થઈ રહ્યો. વૃદ્ધરાજાએ પુત્રીનાં લગ્ન પૂર્ણ લાડકોડથી કર્યાં અને તે બહાને હજારો ગરીબોને અન્નવસ્ત્રાદિથી તૃપ્ત કર્યા.

એમ આ વાર્તાના નાયક રણવીરનાં લગ્નસમારંભનો પ્રસંગ નિર્વિઘ્ને પરિપૂર્ણ થયો.

# પ્રકરણ ત્રેવીશમું.

## પાપની પરિસીમા—વજીર પુત્રનો વધ!



આંખના પલકારાની પેઠે, સુખી માણસનો એક માસ ત્વરાથી ચાલ્યો જાય, પણ દુખી મનુષ્યને તો એક ઘડી, વર્ષ જેવડી વિષમ અને દોહેલી થઈ પડે છે* અમાત્યપુત્રી **મનોરમા** ચિંતા કરતી કાષ્ઠવત્ એવી બની ગઈ કે ને મનોરસાજ નહિ હરિહરે આપેલી એક માસની મુદત આજે પુરી થાય છે રાત્રી ઘણી ગઇ, પણ તે ચિંતાતુર અબળાને ચેન પડે નહિ બાપડી ઉંડા વિચારમા પડી હોય એમ લાગતું હતુ—"ઓ સર્વનુ રક્ષણકર્ત્તા જગત્પિતા! ઓ માત અંબે! તમે આ વિષયાંધના પાશમાથી મને ઉગારો હું એ કાળમુખની જાળમાથી શી રીતે છૂટી શકીશ? આથુથી અધિક શિયળનુ રક્ષણ શી રીતે થશે? શુ આ અદ્યાપિ શુદ્ધ રહેલુ શરીર, પરપુરુષના સ્પર્શથી હવે અપવિત્ર—ભ્રષ્ટ

*(દોહો.)

સુખ સારૂ લાગે સદા, દુખ લગરી ન ખમાય,
સુખના સો વર્ષો વિતે, દુખની ઘડી ન જાય

कहानकाव्य

થશે?! નહિ નહિ, તેમ કદી નહિ થવા દઉં. એકવાર મરવું તો છેજ, ત્યારે કલંક લઈ શામાટે મરવું? મ્હારે હવે નીચના પાશમાંથી મુક્ત થવાનો માર્ગ શોધવો જોઇએ; નહિ તો ઉગરવાનો એકે આરો નથી. હું મરીશ પણ એ પાપીથી પતીત નહિ થાઉં. શું દયાળુ ઈશ્વિર સતીત્વનું રક્ષણ નહિ કરે?! પણ અરે! એ ચંડાળના હાથમાંથી કેમ છૂટાશે? એની સખ્ત ચોકીમાંથી ન્હાસવુંજ ઘણું કઠણ છે. મ્હારી હવે હિંમત રહેતી નથી. મરવા શિવાય ઉપાય નથી."

મનોરમા એમ મનમાં ને મનમાં અનેક તર્ક-વિતર્ક કર્યા કરે છે, તેટલામાં બારણે થતાં પગલાંનો શબ્દ સાંભળી બોલી:—"અરે! કાળ-ચંડાળ આવી પહોંચ્યો! શિવ! શિવ! શિવ! અનાથના નાથ! સતી પાર્વતી! મારૂં રક્ષણ કરો. તમે મ્હારી વહારે આવો. હું તમારેજ શરણ છું."

હરિહર દબદબાથી એકદમ ઓરડામાં આવ્યો ને બોલ્યો:- "સૌંદર્યદેવિ! પ્યારી મનોરમા? આજે તારો એક માસનો વાયદો પૂરો થયો છે. તેં સંપૂર્ણ વિચાર કર્યો હશે. હવે કશીપણ આનાકાની વગર લગ્ન કરવાની હા પાડ અને કારાગૃહમાં પિડાતા તારા દુ:ખી બંધુને બચાવ."

મનોરમા—"હે ભલા ને ડાહ્યા ભૂપ! મને ક્ષમા કરો. ઇશ્વરે તમને પ્રજાના પિતા બનાવ્યા છે. તમે રક્ષકપિતા થઇ ભક્ષ કરવા તૈયાર થાઓ એ કેટલું વિપરીત?! પુત્રી તરફ વિષયવાસનાથી જોવું એ પણ મહાપાપનું કૃત્ય છે. શું ઇશ્વરે આપને સાહેબી કે સુખસંપત્તિ આપી છે તે આમ

અનીતિ કરવાને? ! જરા ઇશ્વરથી ડરો અને પાપકર્મથી અટકો મનને તાબે થવા કરતાં તેને મારી તમારે તાબે કરો અને શત્રુરૂપ ઇંદ્રિયોને આધીન રાખો. પરસ્ત્રીમાં પાપબુદ્ધિ રાખી કોણ સુખી થયુ છે અને કોની પ્રતિષ્ઠા રહી છે? * વિચારો કે મહા અભિમાની અને લંકાના નૃપતિ રાવણનું ચૌદ ચોકડીનું રાજ્ય શાથી ગયું? કૌરવકુળનું નિકંદન શાથી નીકળ્યું અને કીચકોનો શાથી નાશ થયો? અલ્પ સુખમાટે સ્વર્ગનું અક્ષય સુખ ખોઇ, હાથે કરી રવરવ નરકના અધિકારી શામાટે થાઓ છો? !

કામાંધ હરિહર ડોળા કાઢી હમલર બોલ્યો.—"ચડાળીણી ! તારી કપટચાતુરી અને ચેનબાજી જવા દે તારાપર રહેમ લાવી એક માસની મુદ્દત આપી, તેનો આ બદલો અને ઉત્તર? ! જરા વિચારીને બોલ હજી વખત વહી ગયો નથી. માનુની ! માન, નહિ તો મ્હારી મુરાદ જોરજુલમથી બર લાવીશ ને પાછળથી તું પસ્તાઇશ હજી એક કલાક વિચાર કર."

---

*( છપ્પો. )

તરુનિ કાજ રઘુવીર, ભિરત બન બન બન રોએ,
તરુનિ કાજ લકેશ, સીસ દસ અપને ખોએ,
તરુનિ કાજ કૈરવ્ય, કુલ નીકંદન કીનો,
તરુનિ કાજ સુરપતિ, ભાપસિર અપને લીનો
ચતુરાનન ભયે એ તરુનિપેં, મદન કાઇ નાકર દહી,
કબિ ગઇ કહેરે તરુનિયેં, કોનકિકી પત ના ગઈ

साहित्यसंग्रह

એમ કહી ચાલ્યો ગયો. થોડીવારે દુષ્ટ સલાહકાર ક્રૂરસિંહ તથા એક સિપાઈ સાથે આવ્યો. તેમને બહાર બીજા ઓરડામાં રાખી એકલોજ અંદર જઈ કહેવા લાગ્યો,–"શું વિચાર કર્યો? જલદી કહી દે."

મનોરમા દયામણે ચ્હેરે બોલી:–"ભલા ભૂપતિ! દયા કર દયા કર."

હરિહર–"શાની દયા બયા? અમે સમજતા નથી; ચાલ તાબે થાય છે કે નહિ?" એમ બોલી તેની તરફ વધ્યો..

શિયળનું રક્ષણ કરવા સુશીલ મનોરમા થોડે દૂર ખસી, ગુસ્સાથી બોલી,–"દુષ્ટ! ખબરદાર, પાસે આવ્યો તો આ દેહ પડીજ સમજજે. હું મરીશ, મારીશ, શ્રાપ આપીશ, પણ તારી નીચ માગણી માન્ય કરીશ નહિ."

હરિહર પાછો હઠી બોલ્યો,–"તું નહિ માન, કેમ? જોઉં છું કે ક્યાંસુધી નથી માનતી? તારો ભાઈ તારી આગળજ કમોતે મરશે. ક્રૂરસિંહ, અંહી આવ."

ક્રૂરસિંહ "જી હજુર" બોલતો દાખલ થયો ને નમન કરી ઉભો. લંપટ રાજાએ હુકમ કરી કહ્યું,–"જાઓ આ હઠીલીના ભાઈને કારાગૃહમાંથી અંહી લાવો."

ક્રૂરસિંહ હુકમ સાંભળી ચાલ્યો ગયો. મનોરમા લગાર ડરી, પણ હિંમતથી બોલી,–"તુચ્છ વિષયસુખના તરસ્યા કામી! તારી અધમ ધારણા પાર ન પડવાનું વેર મરજી હોય તો મને મારી-કાપીને લે; પણ ઓ દુષ્ટ! મ્હારા નિ-

દોષ બાંધવને વિના વાંકે શામાટે મારે છે ? આ ક્ષણિક જી-દગીમા તું તારી ગમે તેટલી સત્તા વાપર, ગમે તેટલો જુલમ કર અથવા ગમે તેટલુ પાપ કર, પણ છેવટ તું ટકવાનો નથી સત્યનો અહી નહિ તો આખરે ત્યા તો જય છેજ !"

એટલામા નરપિશાચ ક્રૂરસિંહ બે સિપાઈઓસાથે અમાત્યપુત્ર રણમલ્લને સખ્ત બેડી જડેલ સ્થિતિમા ઘસડી લાવ્યો. કામાંધ હરિહરે તે બિચારાની છાતીપર લાત મારી, તલવાર મ્યાનમાથી કહાડી, તેના માથાપર ફેરવી બોલ્યો,—"મનોરમા ! છેલ્લીવાર હુ તને કહુ છુ કે જો આ તારા ભાઈનો જીવ ઉગારવો હોય તો તાબે થા "

રડતી આંખે, બે હાથ જોડી દીનતાથી કહ્યુ,—"રાજા ! દયા કર , રહેમ કર. આટલો દુષ્ટ ન થા અમને વધુ ત્રાસ નહિ આપતાં હવે જવા દે પરમેશ્વર તારૂ સારૂ કરશે "

હરિહર—"અરે ! હમણા એને કાપી નાખુ છુ, નહિ તો માની જા સિદ્ધિ રીતે શરણ નહિ થાય તો આ દુનિયામા રહી શકશે નહિ "

મનોરમા આંસુથી ભિંજાઈ ગયેલા મુખને હાથવની ઢાકતી, ડમકતી બોલી,—"મ્હારા માટે આ નિર્દોષનો જીવ શામાટે લેવા તત્પર થયો છે ?"

પોતાને ફાવતુ વિચારી, દુષ્ટ હરિહરે ક્રૂરસિંહ સામે નજર કરી ક્રૂરસિંહે હસીને આંખનો ઈસારો કર્યો આથી

તે બીજીવાર બિચારા રણમલ્લની છાતીપર જોરથી લાત મારી બોલ્યો,–" હવે તારૂં ડહાપણ જવા દે. ભાઈ જો વહાલો હોય અને તારે તેને ઉગારવો હોય તો સઘળી સ્ત્રીહઠ ને સ્ત્રીચાતુરી મૂકી શરણ થા."

'બંધુને બચાવવાનો એકે ઉપાય નથી,' એમ વિચારી રણમલ્લ સામું જોઈ રડતી રડતી મનોરમા બોલી,– "વહાલા ભાઈ! વીર રણમલ્લ! હું કેવળ નિરુપાય છું. તને બચાવવાનું કાંઈપણ મ્હારાથી બનતું નથી, તેમાટે તું મને ક્ષમા કરજે. હું મરવાને તૈયાર છું, પણ આ હતભાગ્ય! નથી મારતો કે નથી મુક્ત કરતો. ભાઈ! તું નચિંત રહેજે; હું મ્હારો દેહ કદી અપવિત્ર કરીશ નહિ, પણ આ સઘળું ઉપાસન મ્હારે લીધેજ ઉભું થયું છે, તે માટે હું ખરેખર ખેદિત છું"

કેદખાનામાં ખૂબ માર ખાઈ ખાઈ બોખરો થઈ ગયેલો રણમલ્લ ધીરે ધીરે આંસુ સારતો બોલ્યો–"વીર ભગિની! તેં ક્ષત્રાણીની ખરી ટેક જાળવી પતિવ્રતનું રક્ષણ કર્યું, તેમાટે મરણની છેલ્લી દશાએ પહોંચતાં પણ મને શાંતિ વળે છે. મરવાથી હું મુદ્દલ ડરતો નથી. ધન્ય છે તારી હિંમતને અને બુદ્ધિને! તેં ક્ષત્રીકુળને કલંક આવવા દીધું નથી ને આવવા નહિ દે,એવી મને તારી પૂર્ણ ખાત્રી છે. બહેનને માટે, તેનાં શિયલ રક્ષણ માટે, તેની ઉંચી ટેક માટે, ને છેવટ તેના પવિત્ર ધર્મમાટે, હું ખુશીથી મ્હારૂં લોહી રે-

ડીશ બહેન ! તુ જરાપણ બેહિત થતી નહિ આ અઘોર કર્મ કરનાર પાપીઓને, સર્વશક્તિમાન્ ઈશ્વર તેનો પૂરતો બદલો આપ્યાવિના કદી નહિ રહે ”

હરિહર—“ બચ્ચા રણમલ્લ ! હજી તેં મર્દના હાથ જોયા નથી ફોકટની ફિસિયારી શામાટે કરે છે ? જીવ બચાવવો હોય તો તારી બહેનને સમજાવ, નહિ તો હમણાંજ તને કાપી નાખુંછું ”

રણમલ્લ હિંમતથી બોલ્યો,—“ દુષ્ટ ! લવારો શામાટે કરે છે ? મને મારી નાખવો હોય તો ભલે મારી નાખ, પણ વિનાકારણ અપશબ્દો ઉચ્ચારી મ્હારા કાનને અભડાવ નહિ ઉમેદ હોય તો મને જરા છૂટો કર, પછી પરો મર્દ કોણ છે, તે તને દેખડાવું, ”

“ ચૂપ રહે ચૂપ ” એમ બોલી, વકરેલા વાઘની પેઠે આમ તેમ તલવાર ફેરવી, નિરપરાધી રણમલ્લસિંહપર બે-ચાર ઘા કર્યા. કૃતાર્થ માની, તેને લોહીના તરબોળ રહેવા દઈ કામાંધ રાજા ત્યાંથી ચાલી ગયો છેવટ બોલતો ગયો કે “ હવે આવતી કાલે તારી વાત છે ”

દુર્ભાગ્ય મનોરમા ભાઈની ભયાનક સ્થિતિ જોઈ બેશુદ્ધ થતી પૃથ્વીપર તૂટી પડી !



# પ્રકરણ ચોવીશમું.

## અમાત્યપુત્રીનું પલાયન.


બી

જે દિવસ થયો. મનોરમા ઇશ્વિરનું ધ્યાન ધરી બેઠી હતી, તેવામાં દુરાચારી હરિહરસિંહ ફરી દબદબાથી ઓરડામાં એકદમ દાખલ થયો.

હરિહર–"કેમ હવે શી મરજી છે? તાબે થવું છે કે નહિ?"

મનોરમા–" દુષ્ટ! હું કમોતે મરીશ; આ જીવતર અને જગત્ ઝેર કરીશ, પણ પાપને પંથે કદી પડીશ નહિ."

પરસ્પર ઘણી વારસુધી વાદ-વિવાદ અને રકઝક ચાલ્યા પછી, વિષયવશ થયેલો રાજા, નિરાધાર સતીને ગળે વળગવા એકદમ તેના અંગઉપર ધસ્યો. તેવામાં ઘણીજ ઝડપથી શિયળ સાચવવાને સાવધ બનેલી પતિવ્રતાએ, વાઘ્રનીપેઠે ફલંગ મારી, અને રાજાની કમ્મરમાંથી ખંજર ખેંચી, સામું ઉગામતી ઉભી!

હરિહર પાછો હઠ્યો. ફરી દેવી જેવું વિકાળ રૂપ ધારણ કરી તે બોલી,–" ચંડાળ! નીચ! દૂર થા. પાસે આવ્યો તો નક્કી જાણજે કે તારો જાન ગયો. લંપટ! અંધ! અધર્મી રાજા! બોલ, હવે તારી શી ઇચ્છા છે?"

હરિહર કપટજાળ રચતો બોલ્યો,–" બસ, હવે તું

જીતી હું હાર્યો ધન્ય છે તારી હિમતને અને તારી રજ-
પૂતી ટેકને ! ”

મનોરમા ઠગાઈ વિચારમા પડી. એટલામા તે એકદમ
તેની ઉપર ધસી આવ્યો અને જોર કરી હાથમાંનું ખંજર
ખેંચી લીધું રક્ષણનો હવે એકે ઉપાય મનોરમાએ દીઠો
નહિ, ત્યારે અંતે રાજાપ્રત્યે કપટચાતુરીનો ઉપયોગ કરવાનું
યોગ્ય ધારી બોલી,—“શાબાશ છે તમારી હિમતને ને આફ્રિન
છે તમારી પ્રીતિને ! તમારી અત્યંત ઇચ્છા છે તો હવે લગ્ન
કરવા હું કબૂલ છું આજ રાત્રિયેજ આપ અવશ્ય પધારજો ”

હરિહર હરખાતો હરખાતો ચાલ્યો ગયો વધુ બોલ-
વાથી વખતે બાજી બગડશે એમ જાણી, શબ્દોચ્ચાર સરખો
કર્યો નહિ રાત્રી પડી ને નિશાદેવીએ પોતાની અંધકારમય
સત્તા સર્વત્ર પ્રસારી દીધી મનોરમાએ શયનગૃહની તે-
યારી કરવા માંડી આંખમા અંજન સારી, સુંદર પોશાક
પહેરી એવી છટાથી બેઠી કે જોતા, કોઈ ધારે કે એ પતિની
વાટ જોતી વાસકસજ્જા જ ! ઓરડામા બે બાજુએ મખ-
મલથી શોભિતા કોચ અને વચ્ચે સુંદર-ગોળાકાર ટેબલપર
મદ્યના શીશા મૂકયા છે તથા અત્તર, ગુલાબ, મોગરો, ચમેલી
વગેરે સુગંધી પદાર્થોથી આ સ્થળ જાણે સાક્ષાત્ રતિપ
તિને રંજીત કરનારૂં કામધામ થઈ પડયું છે સુગંધવડે
આખો ઓરડો બહેકી રહ્યો છે

“ઓ જગદંબે ! ઓ જગત્પિતા ! તુજ મ્હારૂં રક્ષણ
કર હમણાજ એ અઘોરકર્મી નરાધમ આવી પહો-

ચશે. હું શું જવાબ દઈશ ? પ્રાણાર્પણ કર્યા સિવાય એકે ઉપાય નથી. એક કિટિકાવત્ અલ્પ અને નિરાધારપર આ કેટલો અનર્થ ? ક્યાં હું ગાય ને ક્યાં એ વાઘ ? અરે ! આ સંકટમાંથી ઉગારનાર તારાવિના કોણ છે ? તે નિશાચર દૈત્ય જેવો શું મારી નિષ્કલંક નીતિ-રીતિને કલંકિત કરશે ?!”

**મનોરમા** આમ મનસાથે તર્ક તરંગમાં તણાતી પડી છે; તે બિચારીને કશો માર્ગ સૂજતો નથી. મદ્યપાન કરી મસ્ત થયેલો હરિહર કામના આવેશમાં આવ્યો. **મનોર**-માએ નમન અને કૃત્રિમ હાસ્ય કરી કોચપર આસન આપ્યું.

કામાકુલ રાજા કોચપર બેઠો એટલે **મનોરમા** થોડે દૂર બેઠી. મદ્યના શીશામાંથી એક જામ ભરી લટ્ટુ થયેલા નૃપતિને આપ્યો. પ્રેમપ્રસાદી માની એકદમ તે ગટગટાવી ગયો. એ મોહિત થયલા મૂર્ખને સોગનપર સોગન આપી, પોતાને ગળે હાથ ફેરવી પાંચ-છ પ્યાલા પાઈ દીધા; એટલુંજ નહિ પણ ઉપરથી કસુંબો આપ્યો. હરિહરની હાલત હાલહવાલ બની ગઈ. દિન-દશાનું કશું ભાન રહ્યું નહિ. પછી **મનોરમાએ** ઉઠી પોશાક ઉતારી લીધો ને લાંબો ફેંટો લઈ કોચસાથે મજબૂત સિકર્યો. પોતે તેનો પોશાક સજી બહાર નીકળી ને દરવાજો બંધ કર્યો. દરબારગઢ મૂકી અશ્વશાળામાં ગઈ અને એક તેજદાર ઘોડાપર ચ્હડી ચાલતી પકડી !

દરવાજે જઇ દરવાનને દ્વાર ખોલવા હુકમ કર્યો. તેને રાજા

સમજી, નસીને તુરત તે ખોલી આપ્યા ઘોડેસ્વાર બાઈ પ્રભાત થતા સુધી ખેરપુરથી ઘણે દૂર જઈ પહોંચી

બંદોબસ્તવાળા પણ હમણા ઠાઠમાઠથી અલંકૃત કરેલા ઓરડામા ઉંઘતા હરિહરનો નિશો સ્હવાર થતા ઉતરી ગયો જાગીને જોય છે તો મનોરમા ન મળે ! રાત્રે થયલો વાણીવિનોદ કે સ્વપ્ન ! તાજુબીથી જોય છે તો પોતે બંધનમા ! આથી ઘણો ખીજવાયો જ્યારે તેણે જાણ્યુ કે એ તો કપડા પણ લેતી ગઈ છે, ત્યારે અત્યન્ત ક્રોધે ભરાયો છૂટવાને ઘણુએ ફાંફા માર્યા, પણ બંધ મજબૂત તેથી છોડી કે તોડી શક્યો નહિ એટલામા શોધમાટે નીકળેલા હજુરીઆ સાથે કૂરસિંહ આવી લાગ્યો અને તેને ચતુર્ભુજ અવસ્થામાથી મુક્ત ક્ર્યો

હરિહર તો પશ્ચાત્તાપને બદલે વધારે ગુસ્સામા આવ્યો પોતાની આ સ્થિતિ કરનારને સખત શિક્ષા કરવાનો ઠરાવ ર્ક્યો અને શોધ માટે ચોતરફ માણસો મોકલ્યા, પણ આરોપીનો પત્તો મળ્યો નહિ



# પ્રકરણ પચ્ચીશમું.

## રણવીરનું ખેરપુર પ્રયાણ.



રણવીરનાં લગ્ન થયે આજે કેટલાક મહિના થઈ ગયા છે. મનમોહના સુંદર ચંપકમાલિનીના પ્રેમ વિલાસમાં પડી, પોતાની દુ:ખી ભગિનીને તે ભૂલી ગયો છે. આજે શિકારેથી સાયંકાળે પાછો વળતાં, પ્રિય ભગિની સાંભરી આવી. દુ:ખી બ્હેનને, નવોઢા પ્રિયાના સુખાનંદમાં પડી, વિસરી ગયાનો ઘણો પસ્તાવો થયો. મહેલમાં અવાસે જઈ પહોંચ્યો કે તુરત ચંપકવર્ણી રાજકુમારીએ હર્ષિત વદને વધાવી લીધો; પણ કુમારને ખિન્ન જોઈ, દલગીર થઈ બોલી,–"આર્યપુત્ર! આપ આજ આટલા બધા ઉદાસ કેમ દેખાઓ છો?"

કુમાર–"પ્રિયા! મને દુર્ભાગ્ય ભગિની ભાનુમતિનું સ્મરણ થાય છે. અરે રે! હું કેવો અધમ કે ભોગવિલાસમાં પડી તેનું દુ:ખ વિસરી ગયો!! તે બિચારી કેદખાનામાં મને સંભારતી રિબાતી હશે. તેને મુક્ત કરવામાટે મેં કશો પ્રયત્ન કર્યો નથી! ખરેખર મેં બહુ ખોટું કીધું. વહાલી બ્હેન ઘોર વિપત્તિમાં પિડાતાં છતાં, ભોગવિલાસમાં મગ્ન થયેલા મ્હારા જેવા બંધુને ધિક્કાર છે. 'પ્રિય બ્હેન!

મ્હારો અપરાધ ક્ષમા કરજે" પ્રિયા! હવે હું જલદીથી જઈશ ને બંધુધર્મ બજાવીશ હું રજા માગુછું, માટે ખુશીથી તું મને હા કહે"

વીર ક્ષત્રિતનયા બોલી,–"નાથ! બહેનને બંધનમુક્ત કરવી એ આપણો મુખ્ય ધર્મ છે મ્હારાથી તેમાં કેમ ના કહેવાય? પ્રાણપતિ! ચાલો આપણે ત્વરાથી પ્રયત્ન કરીએ આપ આપનુ કામ સારી રીતે પાર પાડો અને આ દાસીને પણ સાથે રાખી સેવાધર્મનો લાભ આપો"

રણવીર દલગીર થતો બોલ્યો,–"કોમળાંગી ચંપક! દેશાટનમાં અને વળી આવા રાજપ્રપંચના પ્રસંગમાં તારૂ ત્યાં કામ નહિ માર્ગના વિકટ સંકટો તારાથી સહન કેમ થાય? વળી હાલનો વખત કેવો વિષમ છે તેનો વિચાર કર હાલ હું જે બાજુ તરફ જાઉંછુ તે તરફ તો તને ન જ લેઈ જવાય, માટે એ વિચાર બંધ રાખ"

ચંપકમાલિની કલ્પાંત કરતી કહેવા લાગી,–"પ્રિય પ્રાણપતિ! હું આપનાથી વિછૂટી નહિ પડું જેમ જળહિન મીન તરફડી તરફડી મૃત્યુ પામે છે, તેમ મ્હારી સ્થિતિ આપના વિના થશે. આપના વિયોગે ઝૂરી ઝૂરી હું દેહત્યાગ કરીશ આપ પ્રાણ વિનાનુ આ પિંજર શા કામનુ? નાથ! આપના વિના મ્હારી એક પળ પણ યુગ જેવી થઈ પડશે મ્હારા પ્રાણ નહિ રહે"

રણવીર ગમગીન થઈ બોલ્યો,–"સહ્રાણી! વહાલી! મિથ્યા આગ્રહ મૂકી દે કોમળાંગી! તું એક મહારાજાની

પુત્રી "અને મ્હેલમાં મ્હાલનારી નારી! અરણ્યનાં અસહ્ય સંકટો તારાથી નહિ ખમાય. ગ્રિષ્મનો તાતો તાપ તારાથી કેમ સહેવાશે? ટુંકામાં એટલુંજ કે સાથે આવવાનો ઈરાદો બાજુ મૂકીને, મ્હારાં વૃદ્ધ માતુશ્રીની સેવા કરી, પતિવ્રતધર્મ ખુશીથી પાળ. તું ઈશ્વરભક્તિમાં નિરંતર નિમગ્ન રહે. કાર્ય-સિદ્ધ કરી થોડા દિવસમાં હું પાછો આવીશ. માટે માન અને હવે અતિ આગ્રહ મૂકી દે."

સુંદરી આંસુ સારતી બોલી,—"નાથ! શું આપ મને નહિજ તેડી જાઓ? આપ અરણ્યમાં રખડો ને હું અંહી મહેલમાં રહું? નહિ નહિ, તેમ બનેજ નહિ. જ્યાં આપ ત્યાં હું. આપથી લેશ પણ વિખૂટી નહિ પડું. જો આપ સાથે નહિ તેડી જાઓ તો આ ખોળિયામાં મ્હારો જીવ પા ઘડી પણ ટકશે નહિ. આપના ચરણ આગળજ હું મરણશરણ થઈશ. જીવન! હું આપના વિના જીવી શકું? છાયાની પેઠે હું સાથેજ આવીશ."

રણવીરે ઘણું સમજાવ્યું પણ ચંપકમાલિની એકની બે થઈ નહિ. તેણે પોતાનો આગ્રહ દૃઢતાથી પકડી રાખ્યો. મહા મુશિબતે રાણી મંદોદરી, રાજા ઉદયરત્ન, રાણી સુંદરમતિ અને વિવેકી વીરભદ્રની રજા લીધી.

પાંચસો માણસોના રસાલા સાથે, વેશ બદલી, 'વનવીર' નામ ધારણ કરી ખેરપુર તરફ પત્નીસહ પ્રયાણ કર્યું.

## પ્રકરણ છવીશમું.

### માર્ગમાં મેળાપ.



રપુરની સરહદે મ્હોટા પહાડોની હારો આવેલી છે, જે કુદરતી રીતે તેને સિંધના રણુવાળા રાની પ્રદેશથી છુટુ પાડે છે આ રમણીય પ્રદેશ, વસંતઋતુમા ઈશ્વરીલીલાનુ કાંઈ અલૌકિક રૂપ ધારણ કરતુ ધામજ ન હોય, એવુ જોવામા આવે છે એક વેળા આંખોને આનંદ અને શીતળતા ઉપજાવે એવુ સૌંદર્ય ધારણ કરી વસંતનો બહાર ખેંડી રહ્યો હતો રમણીય અને ભવ્ય છતા આકાશને ભેટતા ભયાનક પર્વતોની હારો તથા ઘીચ અરણ્યવાળી ઝાડીથી ભરાયેલી સુંદર ખીણો, અંધકારમય થઈ ગઈ હતી પર્વતો ઉપર જવાના માર્ગો ઝાખા ઝાખા દેખાતા હતા ડુંગના મ્હોટા વૃક્ષોની ગભીર ઘટાથી ભરપુર પહાડો કાળા–શ્યામ થઈ ગયા હતા પર્વતપર વહેતા મીઠા પાણીના પ્રવાહો, ખળખળ કરતા શબ્દો સંભળાવતા હતા, સિવાય સર્વત્ર ઝાડીવાળા આ રાની પ્રદેશમાં શાંતિ હતી

સરિતાતીરે એક રમ્ય ખીણુમા કોઈ લશ્કરે મુકામ કર્યો હોય એમ લાગતુ હતું ડેરા–તંબુઓ હારબધ ચિત્રની પેઠે ઉભા હતા સૈનિકોમાના કેટલાક આનંદમા ધૂ-

મતા હતા, કેટલાકો વાતો કરતા હતા, કેટલાકો ખાન-પાનની ખટપટમાં પડ્યા હતા અને કેટલાકો પાસે વહેતી નદીને કિનારે બેસી અંહી તંહી ગપ્પો મારતા ગુંથાયા હતા. આમ તેમના વખતનો વ્યય થતો હતો. સંત્રીઓ છાવણીની આસપાસ રોન ફરતા ચોકી કરતા હતા, તેવામાં એક ઘોડેસ્વાર દોડતે ઘોડે એકદમ ત્યાંથી નીકળ્યો. ફીણ અને પરપોટાથી ઘોડો તરબોળ થઈ ગયો હતો. સ્વારનો પોશાક ધૂળથી રગદોળાયો હતો. દેખાવ ઉપરથી લાગતું હતું કે તે બહુ દૂરથી આવેલો હોવો જોઇયે. કમ્મરમાં જમૈયો ખોસ્યો હતો અને ડાબે પડખે સુવર્ણની મૂઠવાળી રત્નજડિત્ર તલવાર લટકતી હતી. પોશાક ઉપરથી કોઈ રાજવંશી હોય એમ લાગતું હતું. છાવણી જોઈ અશ્વ થોભાવ્યો ને રોન ફરતા સિપાઇને પૂછ્યું,–"ભાઈ! આ છાવણી કોની છે?"

સિપાઈ,–"તું કોણ છો?"

સ્વાર,–"ભાઈ! હું વટેમાર્ગુ છું."

સિપાઈ,–"આવા નિર્જનવનમાં રાતની વેળા તું એકલો કયાંથી આવી ચ્હડ્યો? તને ભય નથી લાગતો?"

સ્વાર,–"ભય કોને? દુઃખીને ભય હોતો નથી."

સ્વર ઉપરથી કોઇ સ્ત્રી છે, એમ સિપાઇએ ધાર્યું, તેથી અચંબો પામી બોલ્યો,–"અવાજ ઉપરથી તું મર્દ નહિ પણ કોઇ ઓરત લાગે છે."

પોતે ઓળખાઇ ગયેલી જાણી તે બોલી,–"આ મ્હારા સવાલનો જવાબ નથી."

સિપાઈ– 'ભાઈ' આ છાવણી સિંધના બાદશાહ સલાબતજંગની છે અમે ભૈરપુર ઉપર ચ્હડાઈ લઈ જઈએ છીએ અમારો સરદાર, ભૈરપુરનો જૂનો વછર જેને ત્યાના દુષ્ટ રાજાએ વિના અપરાધે મારી નાખ્યો, તેનો પુત્ર રણધીરસિંહજી છે પિતાનુ વેર વાળવા તથા તે રાજ્યને લૂટી, સલાબતનો ખજાનો તર કરવા આ કાર્ય આરંભ્યુ છે ”

ઘોડેસ્વાર સ્ત્રીએ અચંબો પામી હર્ષિત થઈ પૂછ્યુ,–' શુ મ્હારા ભલા ભાઈ રણધીરની આ છાવણી ? ભાઈ! તેને કૃપા કરી કહો કે તમારી દુ ખી બ્હેન મનોરમા અહી આવી છે ”

સિપાઈ સાભળતાજ અજાયબ થયો મોટા ઈનામની લાલચે “ બહાર થોભો ” કહી એકદમ છાવણીમા ગયો અને રણધીરને વધાઈ દીધી બ્હેનને મળવા અધીરો થયો અને તુરત પોતાની પાસે લાવવા કહ્યુ સિપાઈ તેડી આવ્યો અશ્વ ઉપરથી ઉતરી તરુણી ગઈ રણધીર સામે આવ્યો આતુર ભાઈ–બ્હેન ગળે વળગી મળ્યા

“ વહાલી બ્હેન ! તુ અહી ક્યાથી ? પાપીના પાશમાંથી શી રીતે છૂટી ? ”

મનોરમાએ સઘળુ વિતક વિદિત કર્યું પોતાના ભાઈનુ ત્રાસદાયક રીતે મૃત્યુ થયેલુ સાભળી રણધીર પોકેપોક રોયો દુ ખી ભાઈ–બ્હેને વિલાપોના શોકોદ્‌ગાર કહાડી હૃદયનો ભાર ખાલી કર્યો. બ'નુ તથા પિતાનુ વેર જેમ બને તેમ જલદી લેવુ, એવો રણધીરે દૃઢ નિશ્ચય કર્યો

# પ્રકરણ સત્તાવીશમું.

## ખેરપુરની ખરાબી—હરિહરનો પરાજય.




વાર પડવા આવી. અરૂણોદયનો સમય થયો. છાવણીમાં ગડબડાટ થઇ રહ્યો છે. સૈન્યે આગળ કૂચ કરી. અરણ્યમય ઘીચ ડુંગરા ઓળંગી, મુસલમાની સૈન્ય ખેરપુરના સુંદર પ્રદેશમાં જઈ પહોંચ્યું. તુર્કનાં હજારો માણસો બગીચા જેવા એ કૂળદ્રૂપ–રમ્ય પ્રદેશમાં તીડનાં ટોળાંની પેઠે તૂટી પડ્યાં, અને જે કાંઈ વચ્ચે આવ્યું તેને પાયમાલ કરી આગળ વધ્યાં.

જે જે ગામ કે શહેરમાં તુર્ક સૈન્ય જઈ પહોંચતું, તેને એકદમ બાળી વેરાન બનાવી આગળ વધતું. આ લશ્કરનાં પ્રબળની ઘણી અફવા આખા રાજ્યમાં ફેલાઇ ને ગરીબ પ્રજા જલદી ભયની મારી ચાલી નીકળી. જેમ જેમ યવન સૈન્ય આગળ વધતું ગયું, તેમ તેમ ન્હાસતા લોકોની સંખ્યા વધવા માંડી. હવે જે જે ગામમાં તુર્ક સૈન્ય જતું ત્યાં કોઇ જાતનો જુલમ કરવામાં બાકી રાખતું નહિ.

એમ બાદશાહી લશ્કર ખેરપુરની ખરાબી કરતું શહેરની નજીક આવી પહોંચ્યું. હવે ગામમાં આંહી કેવી અવ્ય-

વસ્થા થઈ રહી છે, તે તરફ જગ દૃષ્ટિ કરીએ પાસેના ગામોમા શત્રુનો ત્રાસ એટલો બધો વર્તાયો કે તેઓએ પોતાના રક્ષણમાટે આ પાટનગરનો આશરો લીધો ને વસ્તીમા મ્હોટો વધારો થયો લોકો આ જોઈ ગભરાવા લાગ્યા, દરપળે તેમને પોતાના જાન-માલની ધાસ્તી લાગવા માડી ઘણો શ્રમ વેઠી દ્રવ્ય એકઠુ કરનારા વેપારીઓએ મ્હોટા ખાડા ખોદી દોલત દાટવા માડી, અને અશ્રુપાત કરતા કહેવા લાગ્યા કે,—"અમારી સપત્તિની શી ગતિ થશે ?" કેટલાકોએ માનતા માની અને કેટલાકો ભક્તિ કરી માગવા લાગ્યા કે,—"જલદીથી રાજાનો જય અને મ્લેચ્છોનો પરાજય થાય" મદિરમા યજ્ઞો થવા લાગ્યા અને દેશના તથા ધર્મના રક્ષણમાટે તૈયારીઓ ચાલી રહી

આ પ્રમાણે સઘળા લોકો ચિંતાતુર હતા, છતા કેટલાકોને દીલ દીવાળી જેવો ઉત્સવ હતો વાચનાર ! તે કોઈજ નહિ પણ જે દુષ્ટો લુટ-ચોરીની અહર્નિશાથી પોતાનુ પાપી પેટ ભરતા હતા, તેજ વિઘ્નસતોષી માત્ર મગન હતા

'મુસલમાની લશ્કર પાયતખ્તની પાસે આવી પહોચ્યુ' એ સાભળતાજ શહેરના દરવાજા બધ કરવામા આવ્યા ને ઘડી પછી શુ થશે, તે માટે ધાસ્તી ફેલાઇ. પ્રધાન ક્રૂરસિહે, વિષયી અને વ્યસની રાજાને ખબર મોકલી એકદમ તે ચોંક્યો ને ક્ષત્રિય લોહી ઉકળી આવ્યુ શત્રુસબધી ખબર ઘણી મોડી પહોચાડવામાટે ક્રૂરસિહપર ક્રોધે ભરાયો ને ઘણો ઠબકો આપ્યો એનેમાટે તેણે માફ

માગી ને રાજાએ તરતજ દરબાર ભરવાનો હુકમ આપ્યો.

દરબાર ભરાઈ. હરિહરસિંહ પૂર ઠાઠમાઠથી સુંદર પોશાક પહેરી તખ્ત ઉપર બેઠો. તેના ચેહેરાપર રજપૂતનો અંશી ઉમંગ ઝળઝળતો હતો. સદુપયોગ નહિ કરવાથી એની નિદ્રાધીન થયેલી સન્મતિ, આજે જાગ્રત થઈ હોય એમ જણાતું હતું. સુસ્તી ઉડી ગઇ. લડાઈનો વિકટ પ્રસંગ પાસે આવેલો જોઈ શુદ્ધ રાજતેજ પ્રકાશી નીકળ્યું. દરબાર વચ્ચે દૃઢ ઠરાવ કર્યો કે,—"દુશ્મનો સામે મજબૂત હલ્લો લઈ જવો." પછી સૈન્યાધિપતિને જલદી સૈન્ય સજ્જ કરવા ફર્માવ્યું ને લડાઈની તૈયારી થવા લાગી.

સૈન્ય તૈયાર થયું, પણ અર્ધા કરતાં વધારે સિપાઈઓ જે કેવળ મોજ-શોખમાં લંપટ થયેલા હતા, તેમનાં મન ઢચુપચુ થયાં. આવા અવ્યવસ્થિત, ભિન્ન કવાયદી અને નિર્બળ સૈન્યને લઈ "હર હર મહાદેવ" કરતો હરિહરસિંહ, ગઢ ઉઘાડી મેદાનમાં દુશ્મનો સામે વધ્યો; અને ખુદ પોતાના તેમજ મોટા અમલદારોના જનાનાને, ભોંયરાના માર્ગે રાજધાનીથી થોડે દૂર પ્રતાપગઢના પહાડી કિલ્લામાં મોકલી દીધા.

યવનસૈન્ય વાટ જોતું તેમની સામે તૈયાર હતું. રજપૂત લશ્કર પોતા તરફ ચ્હડી આવતું જોઇ, "અલ્લાહો અકબર" નો ભયંકર નાદ કરી તુર્ક સિપાઇઓ સામા ધસી આવ્યા. લડાઇ જોશથી ચાલી. ખુનની ઝનુનમાં હરિહરની આંખો લાલચોળ થઇ. તેજ તલવાર લઇ ખૂબ ઘૂમ્યો ને

જે હાશ આવ્યુ તેનો નાશ કરવા ચૂક્યો નહિ મરણના ડર વગર શૂરા સિપાઇની પેઠે લડ્યો બન્ને લશ્કરો સામસામે થયા રાજાનુ પરાક્રમ જોઈ હરિહરના સિપાઇઓ શૂરથી ઝુઝવા લાગ્યા, પણ વ્યસનીઓનુ શૂરાતન તે નામનુંજ તે છતા યવનદળ સામે ટક્કર ઝીલી તેમને હઠાવ્યા, પણ છેવટ કેટલાકો હિમત હારીને કિલ્લા તરફ નાઠા ને કેટલાકો હથિયાર મૂકી શરણ થયા

આ પ્રમાણે ખેરપુરના સૈન્યની સ્થિતિ થઇ ઓછામા પૂરૂ લડાયક રાજા ઘાયલ થયો ને ઘોડાપરથી નીચે પડ્યો પાસે ઉભેલા ક્રૂરસિંહે એકદમ ઉચકી તીરના વેગે સાઢણીપર સ્વાર થઇ, ચાલતી પકડી તેનો ઇરાદો પ્રતાપગઢના કિલ્લામાં પહોચવાનો હતો આ જોઇ બાકીનાઓમા જેને જેમ ફાવ્યુ તેમ ભાગવા માડ્યુ તુર્કલશ્કરે પૂઠ પકડી ઘણાકોનો કચ્ચરઘાણ વાળ્યો. પછી વિજયપતાકા ઉડાવતુ તુર્કલશ્કર વાજતે ગાજતે રાજ્યનગર તરફ ચાલ્યુ



# પ્રકરણ અઠ્ઠાવીશમું.

## ખેરપુરનો નાશ.

હમિરિહર ઘાયલ થયો, લશ્કર નાશી ગયું અને તુર્કસૈન્ય ખેરપુરપર ધસી આવે છે, આ સાંભળી આખા નગરમાં હાહાકાર થઈ રહ્યો. જ્યાં ત્યાં રડારોળ ચાલી રહી. ગરીબ–શ્રીમંત સહુ એકસરખી રીતે અપસોસમાં પડી ગયાં.

હવે યવનોને ખેરપુરમાં પેસવાનો જરાએ અંતરાય ન રહ્યો. રણધીરસિંહ તુર્કસૈન્ય સાથે, સુખરૂપે શહેરમાં દાખલ થયો. મુસલમાની લશ્કરે રાંક રૈયતની કતલ ચલાવવા માંડી. યવનસિપાઈઓ ઘરોમાં ઘૂસી લૂટ ચલાવવા અને આગ લગાડી ખરાબી કરવા લાગ્યા. અન્યાય ગુજારવામાં તેમણે કંઇ કસર રાખી નહિ. અધુરામાં પૂરૂં ગરીબ લોકોને વટલાવી ધર્મભ્રષ્ટ કરવાની ઇચ્છા પણ આ વખતે તેઓએ પાર પાડી.

આમ તોફાન કરતું અને રાંક રૈયતને રંજાડતું લશ્કર મહેલપાસે જઈ પહોંચ્યું. સેનાપતિ રણધીરે રાજમહેલ લૂટાવ્યો ને આગ લગાડી. વેર વાળવા રાજા, રાણી તથા ક્રૂરસિંહની ઘણી તપાસ કરી, પણ પત્તો મળ્યો નહિ. આથી તે વિશેષ ઉશ્કેરાયો અને આખા શહેરને આગથી

બાળી ભસ્મ કરવા હુકમ આપ્યો ખેરપુરની સર્વ જાહોજલાલી આગ અને લૂટથી ખેદાન મેદાન થઈ ગઈ

રણધીરે વેર વાળવાની વાજબી હદ ઓળગી આ ઘણુજ અઘટિત કૃત્ય કર્યું, એમા કઇ સદેહ નહિ રાજા તથા કૈરસિહપર વેરનો બદલો આવી રીતે ગરીબ, દુ ખી અને કમનશીબ રૈયતને પાયમાલ કરીને વાળ્યો ને વેરબુદ્ધિથી ઘોર પાપ કર્યાં શેરીએ શેરીએ કતલ થયેલા નિરપરાધી મનુષ્યોના ધડવગરનાં મસ્તકો રખડતા હતા. લોહીથી ખાબોચિયા ભરાઇ ગયા હતા ચોટે ચકલે આખા શહેરમા દુ ખી મનુષ્યોના હૃદયદ્રાવક વિલાપ અને પોકારો સભળાવા લાગ્યા હજારો મનુષ્યો તેને હતભાગ્ય કહી શ્રાપ આપવા લાગ્યા

આમ પિતાનુ વેર વાળતા પાપી સચીવપુત્રે આગમાગ વિચાર્યા વગર ગરીબ પ્રજાને રઝાડી, લૂટી, મારી, અપાર ધનસપત્તિ એકઠી કરી અપકીર્તિની કશી પરવા કર્યા વગર આખા દેશને તથા પોતાની જન્મભૂમિને પાયમાલ કરી હજારો લોકોના શ્રાપ અને નિશ્વાસ લેતો ત્યાથી તે ચાલ્યો ગયો

આ ભયકર બનાવ બન્યા પછી કેટલેક દિવસે, હતભાગ્ય હરિહરસિંહ, કુપાત્ર કૈરસિહ તથા પોતાના જનાનાસાથે પ્રતાપગઢના કિલ્લામાથી ખેરપુર આવ્યો પ્રિય રાજધાનીની આવી વેરાન દશા જોઇ બહુ દલગીર થયો જન્મભૂમિ તથા વડીલોના નિવાસસ્થાનની પાયમાલી જોઈ

પોકેપોક રડયો. દુ:ખી પ્રજા શોક કરતી પાસે આવીને તેને દીલાસો દીધો.

મહા ગજબ જેવા બનાવથી તેની શુદ્ધ ઠેકાણે આવી, પણ તે થોડીજ વાર. થોડા મહિના રાજકાજ તરફ ઠીક લક્ષ આપ્યું ને શહેર સુધરવા લાગ્યું; પરંતુ ખેરપુરના ખરાબ દિવસો હજુ પૂરા થયા નહોતા. દુર્ભાગ્ય હરિહર ફરી કુછંદીઓની સોબતે બદફેલીમાં પડયો. કાળાં કર્મ કરનાર ક્રૂરસિંહના પાશમાં હવે સજ્જડ સપડાયો. ધીરે ધીરે રાજ્ય શું અને કાજ શું, તે તરફ દૃષ્ટિ પણ ન કરી; મદ્યપાનમાં અને મનપસંદ મોજમજામાં આખો દિવસ ગુજારવા લાગ્યો. આ દશા જોઈ દક્ષ મનુષ્યો કહેવા લાગ્યાં કે હજુ ખેરપુરને આબાદ થતાં ઘણો લાંબો વખત જોઇશે.



# પ્રકરણ ઓગણત્રીશમું.

## રણવીરસિંહનો ખેરપુરમાં પ્રવેશ.

અહીં રાજમંદિર પાસેના એક મ્હોટા મહેલને સ્વચ્છ કરી શણગારવામાં આવ્યો છે આજ પ્રાતઃ કેટલાક ઘોડેસ્વાર, પાયદલ, બે ત્રણ મિયાના વગેરે મહેલની આસપાસ આવી પહોંચ્યા શહેરમાં એમનું આજ પ્રથમ આગમન જણાતું હતું વાચનાર ! આ અમારી વાર્તાના મુખ્ય નાયક રણવીરની હતી ને તે વનવીર સોદાગરને વેષે અહીં આવ્યો હતો ખાસ તૈયાર કરાવેલા ઉતારામાં ઉતર્યો અને સંકેત મુજબ વનવીર નામે કામ લેવા માંડ્યું

બીજે દિવસ સોદાગર, ક્રૂરસિંહને મળ્યો તેને સોનામહોરથી ભરેલી છાબ ભેટ મોકલી રાજ્યના અમલદારોને તથા હજુરીઓને વળી તરેહ તરેહની ભેટ આપી, પોતાના કરી લીધા વળતે દિવસ ક્રૂરસિંહે તેને દરબારમાં પધારવાનું આમંત્રણ કર્યું દરબારમાં ખૂબ સત્કાર કરી તેણે તેને પોતાપાસે જગ્યા આપી વળતી રાજાની મુલાકાત કરાવતા સોનામહોરોની બે છાબ નજર કરી દ્રવ્ય તથા દમામ જોઈ રાજા દંગ થઈ ગયો, દોસ્તી બાંધી અને દરરોજ દરબારમાં આવવા આગ્રહ કર્યો

"જર ચાહે સો કર"* એ કહેવત પ્રમાણે સઘળા અમલદારો તેના થઈ રહ્યા. ક્રૂરસિંહ અને બીજા સત્તાધીશો નિત્ય મળવા જાય અને ક્રૂરસિંહને સોદાગર રોજ ફરફરતી મેજબાનીઓ આપે.

આમ રોજ મોજમજાહ થવા લાગી. ક્રૂરસિંહ તેમજ રાજખટપટીઆ લોકો સોદાગરની સોદાઈ કળી શકયા નહિ. આસ્તે આસ્તે તે રાજાનું પ્રીતિપાત્ર થયો અને અરસપરસ એવો ગાઢ પ્રેમ બંધાયો કે એકમેકને ક્ષણભર પણ ચાલે નહિ.



---

*( કવિત. )

દામહીસોં બને રંગ શીશ શ્રી હવા મહેલ,
    દામહીસોં હીર હીર મોતિનકી ઝામ હે;
દામહીસોં નૃપ હોય બેઠત હે સભા બીચ,
    દામહીસોં તેજ બાઢયો માનો જૈસે કામ હે;
દામહીસોં નટુવા નૃત્ય કરત નાના ભાંતિ,
    દામહીસોં ગુણિકાહુ કરતી સલામ હે;
કહે કવિ હેમ યહ નીકે કે બિચારી દેખો,
    મેરે ભાયે બિસો બિસ્વા દામહીમેં રામ હે.

साहित्यसंग्रह.

# પ્રકરણ ત્રીશમું.

## બ્હેનને મળવાની રણવીરની ધારણા.



ખી ભગિની ભાનુમતિને કેદમુક્ત કરાવવી એ તેની ઉત્કટ ઇચ્છા હતી સ્વામીભક્ત દાસી સ્વીને રણવીર મળ્યો ને સર્વ હકિકત કહી "બાળકુંવર આરોગ્ય છે ને સૈન્યાધિપતિ પ્રતાપસિંહને ત્યા ઉછરે છે, એ ખબર સાભળી ખૂબ ખુશી થયો એટલુજ નહિ પણ તેની પૂર્ણ દૃઢતા, યુક્તિ, ભક્તિ અને બહાદુરીની સ્તુતિ કરી ધન્યવાદ આપવા લાગ્યો કંઠમાથી કિમતી હિરાનો હાર કાઢી ભેટ આપ્યો અને રાત્રિએ ભાનુમતિને મળવા નિશ્ચય કર્યો

થોડીવાર ખાનગી વાતચિત કરી બને છૂટા પડ્યા રણવીરે દારોગાને સાખુસ મોકલી પોતા પાસે તેડાવતા નમન કરી બોલ્યો,—"સાહેબ, આ ગુલામનુ શુ કામ પડયુ છે?"

રણવીર—"બીજુ કાઇ નહિ હુ માત્ર પૂછુ તેનો જવાબજ જોઈએ છીએ બદલામા નહિ પણ નમ્રતા અને યોગ્યતાને લીધે આ એક હજાર સોનામહોર હુ તમને આપુ છુ તે સ્વીકારશો"

કોથળી જોઈ દારોગાના મોમા પાણી છૂટયુ અને ખુશો-

જ હર્ષિત થઇ નમન કરી બોલ્યો,—" મહારાજ ! આપ જે પૂછશો તેનો બરાબર ઉત્તર આપીશ. આપ આજ્ઞા કરશો તે પ્રમાણે વર્તવા તાબેદાર તૈયાર છે."

વેશધારી વનવીરે આડી અવળી કેટલીક વાતો કરી છેવટે પૂછયું,—" અંહીની હિણભાગી રાજપત્ની ભાનુમતિ તમારા બંદીખાનામાં છે ?"

દારોગો,—"હાજી; તે બહુ ભલાં છે. તેને માટે મને ઘણું લાગે છે. રાજ્યનો હું જૂનો નોકર છું. આખી જીંદગી મેં અંહીજ ગુજારી છે. એ બાઇની આ સ્થિતિ કરનાર દુષ્ટ ક્રૂરસિંહ છે. સાહેબ, શું કહું ? એટલેથી ન ધરાતાં એ અધમ પુરુષે, બંદીખાનામાં અવતરેલા બાળકુંવરને એક રાત્રીએ ઠાર કર્યો ! જો હું તે વખતે હાજર હોત તો જરૂર તેને ત્યાં ને ત્યાં ધૂળ ચાટતો કરત. એ દુષ્ટનાં અધમ કૃત્યોનો પાર નથી. પ્રત્યક્ષ પાપમૂર્તિ અથવા માણસરૂપે એને રાક્ષસ કહીએ તો ચાલે. વફાદાર વજીર અને તેના તરુણ પુત્રોની એણે ઘાત ઘડી; જે આપથી અજાણ્યું નહિ હોય. તેનો પુત્ર રણધીર કરીને હતો તે સિંધમાં નાશી ગયો અને ત્યાંના તુર્ક શાહ સલાબતજંગ પાસે રહ્યો છે. સાહેબ ! પોતાના પિતાનું વેર વાળવા તે થોડા વખતપર અંહી આવ્યો હતો. આ ગરીબ રાજ્યને લૂટી ઝૂટી ખેદાન મેદાન કરી ચાલ્યો ગયો! હજુ પણ સંભળાય છે કે તે એકવાર ન્હડી આવશે. જો એમ થયું તો રાજ્યનું કોણ જાણે શું થશે ? આ રાજ્યનું ભવિષ્ય બિલકૂલ મને સારૂં ભાસતું નથી. હમણાંની સ્થિતિ

રીતિ તો આપ જુઓ છો વધુ શું કહું ? મારૂં હૃદય ચિરાઈ જાય છે. સાહેબ ! આપે મને માનવતા ખામાટે પૂછયું. તેથી જુસ્સામાં આ સઘળું કહેવું પડયું મહારાજ ! વધુ અપસોસકારક બિના વળી એ બની છે કે એ પવિત્ર બાઈના પિતા મિથિલાપુરીના મહારાજા, તથા વડીલ બંધુ માધુસિંહ રણમાં પડ્યા તેમના બંધુ રણવીરસિંહ તથા માતુશ્રી ન્હાસી ગયા, તેનો હજુ પત્તો મળ્યો નથી સાહેબ! એ બાઈના બાપ હૈયાત હોત અને ભાઇની ભાળ મળી હોત તો અદ્યાપિ સુધી એમને કેદખાનું સહેવવું પડત નહિ "

આટલું બોલી નિશ્વાસ નાખતો ચૂપ થયો રણવીરે એથી ઘણું નવું-જૂનું જાણ્યું લગાર ખુશી થયો, પણ જુસ્સો સમાવી નિશ્વાસ નાખતો બોલ્યો,—" ભાઇ દારોગા ! તું મને ઓળખે છે ? હું સોદાગર વનવીર નહિ, પણ ભાનુમતિનો ગુમ થયેલો ભાઇ રણવીર છું બહેનને તેની ભયાનક સ્થિતિમાંથી મુક્ત કરવા હું અહીં આવ્યો છું અને મ્હારા દુ ખી બનેવીને, દુષ્ટ ક્રૂરસિંહના પંજામાથી છોડાવવા ઇચ્છું છું પરમ કૃપાળુ દીનાનાથ ! અવશ્ય સહાય થશે ભલા દારોગા ! આ કામમા તારી મદદની મને પૂરી જરૂર છે વફાદાર નોકર જાણી મેં તને તેડાવ્યો છે હું તારો ગુણ વિસરીશ નહિ તારા ઉપરનો બદલો બરાબર વાળીશ "

દારોગો હાથ જોડી હરખાતો બોલી ઉઠયો,—" શું દુ ખી બાસાહેબ જેનેમાટે તલપ્યા કરે છે, તેના ભ્રાતા આપ રણવીરસિંહ ? શું આપ મિથિલાપુરીના કુમાર

સાહેબ ? અહા ! હું કેવો ભાગ્યશાળી કે મને આપનાં દર્શન થયાં. મહારાજ સાહેબ ! આ ખુશ ખબર બાસાહે-બને પહોંચાડવાને તક આપી આપે મને નશીબદાર બ-નાવ્યો. અહાહા ! કેવી ખુશીની ખબર ? આપ અંહી પધા ર્યા તે બહુજ સારૂં કર્યું. આપ જે ફર્માવશો તે બજાવવા હું તૈયાર છું."

રણવીર—"ભાઈ ! કૃપા કરી મ્હારી આ ઓળખાણ ગુપ્ત રાખજે. રાત્રીએ તું પાછો અંહી આવજે. બ્હેન ભાનુમ-તિને છુપે વેશે આપણે મળવું છે."

દારોગો—"હજુર ! હું તૈયાર છું. જેવી આજ્ઞા. હવે રજા માગું છું. રાત્રીએ અગ્યાર વાગે આવીશ. આપ તૈયાર રહેજો."

તે નમન કરી ગયો. થોડીવારે રત્ની આવી. રણવીરે દારોગાસાથે થયેલી વાત કહી; અને રાત્રીના અગ્યાર વાગે મળશું, એવો સંદેશો ભાનુમતિને કહાવ્યો.



## પ્રકરણ એકત્રીશમું.

### દુઃખી ભાઈ-બ્હેનનો મેળાપ.



આ પત્તિરૂપ બંદીખાનામાં પડેલી ભાનુમતિને આજે લગભગ અર્ધી વર્ષ થવા આવ્યાં હજી તેનો છૂટકો થયો નથી ને તેમ થવાની આશા પણ લાગતી નથી ચિંતામાં ને ચિંતામાં તે દુખી અબળાનું શરીર સૂકાઈને કાષ્ઠવત્ બની ગયું છે

સંધ્યાનો સમય થયો તે બિચારી ઈશ્વરસ્મરણ કરતી બેઠી છે, તેવામાં હર્ષિત ચ્હેરે રત્ની આવી કાંઈ શુભ સમાચાર લાવી છે, એમ ધારી ભાનુમતિ બોલી,—"અહો! આજે તું આટલી બધી પ્રફુલ્લિત દેખાય છે, તેનું શું કારણ?

"બાઈસાહેબ! વધાઈ છે આજે હું બહુ સારા સમાચાર લાવી છું આથી મ્હારો આનંદ ઉભરાઈ જાય છે આપ પણ પ્રસન્ન થશો આજથી આપણો ભાગ્યોદય થયો એમ સમજવું આજ"—

રત્ની આમ કહે છે ત્યાં અધીરી થયેલી બાઈ ઉતાવળે બોલી ઉઠી —"કહે, એવા શા સમાચાર છે? મને વધારે ઉત્સુક ન કર."

રત્ની—"શુભ સમાચાર એજ કે આપના પ્રિયબંધુ રણવીરસિંહ અહીં વધાર્યા છે અને તેઓ"—

રાણી ઘણીજ આતુરતાથી બોલી,–“ શું મ્હારો વહાલો ભાઇ રણવીર અંહી આવ્યો છે ? જલદી અંહી તેડાવ. મને ક્યારે મળશે ?”

રત્ની–“ બા સાહેબ, ઉતાવળાં ન થાઓ. હું કહું છું તે લગાર સાંભળો.”

રાણી–“ હું ધ્યાનથી સાંભળું છું; પણ તું કહે કે તેને ક્યારે મેળવીશ ? મારૂં ચિત્ત અતિ ઉતાવળું થાય છે.”

રત્ની–“બાસાહેબ ! સ્થળ અને સ્થિતિનો વિચાર કરી, આતુરતાને તાબે કરો. આજ કેટલાક દિવસ થયા તેઓ અંહી આવ્યા છે ને “ વનવીર સોદાગર ” નું નામ ધારણ કરી રહ્યા છે. બુદ્ધિચાતુર્યથી રાજ્યમંડળને હાથ કર્યું છે ને નીચ ક્રૂરને હાથમાં લઈ રાજાપાસે જતા આવતા થયા છે. વળી રાજાસાહેબનો હાલ પૂર્ણ વિશ્વાસ મેળવ્યો છે. આખું રાજ્યમંડળ તેમનું નચાવ્યું નાચે છે. તેઓ આપને છોડાવવાની તજવીજમાં છે, અને દારોગાને લઇ આજ રાત્રીએ છૂપેવેશે મળવાને અંહી આવનાર છે. ”

ભાનુમતિની આંખ હર્ષનાં અશ્રુથી ભીંજાઇ. તે બોલી,– “ અહા ! મહા કૃપાળુ જગદીશ ! તારી કેવી કૃપા ? ! આખરે તેંજ વહાર કરી. પરમ દયાળુ ! દીનાનાથ ! ! હવે જલદી છૂટકો કર. ”

રત્ની–“ બાસાહેબ, સર્વજ્ઞ ઈશ્વર સર્વ સારૂં કરશે. માટે શાંત થાઓ. ”

મધ્યરાત્રી થઈ ભાઈને આવવાની વાટ જોતી ભાનુમતિ અર્ધી ઉંઘતી જાગતી બેઠેલી છે પાસે ગોખે ને ઝીણો દીવો ઓરડામાં પ્રકાશ નાખી રહ્યો છે ભાનુમતિનુ હૃદય એવુ ધબકે છે કે તેનો ધ્વનિ, નજીક બેઠેલાને કાને પણ કદાચ સભળાય એટલામા દરવાજા પાસે માણસના પગલાનો અવાજ સભળાયો દ્વાર ઉઘડયા બીજી પળે લાબા જભ્ભામા વિંટાયલો રણવીર ઓરડામા આવ્યો

"કોણ ? બધુ રણવીર ?!" બોલતી ગળામા તે વળગી પડી

"દુખિયારી ભાનુ ?!" કહી રણવીર પણ ગદગદિત થતો તેને ભેટ્યો

દુખી ભાઈ-બ્હેન અણધાર્યા મેળાપથી બહુ ખુશી થયા સ્થિતિપરત્વે વિચાર આવતા ડૂસકે ડસકે રડ્યા ને હૃદયભાર ઓછો કરી શાંત થયા

પછી નાડીને વિતક વાતો કરી ઘણો વખત નીકળી ગયો, પણ તે સુખનો સમય ક્યા ગયો, તેની ખબર રહી નહિ વિલબ થવાથી દારોગો આવ્યો ને નમન કરી બોલ્યો,—"હજુર ! હવે પધારીએ પ્રભાત થવા આવ્યુ છે ત્વરા કરો કેમકે ન કરે ઈશ્વર ને કોઈની નજર પડી તો પૂરી કમબખતી "

રણવીર—"ખરૂ કહ્યુ (બ્હેન સામુ જોઈ) આ દારોગાએ ઘણી સારી મદદ કરી છે"

ભાનુમતિ—"દયાવતની દુનિયામા બલિહારી છે "

વગેરે કહી આભાર માન્યો. દારોગો નમન કરી બોલ્યો,– "ભાઈસાહેબ! એટલું બધું મ્હારાથી કશું બન્યું નથી. મેં મ્હારો કાંઈક ધર્મ બજાવ્યો છે. સમય થઈ ગયો છે, માટે મહારાજ! તૈયારી કરો."

રણવીરે રજા લઈ દારોગા સાથે ચાલવા માંડયું. ઓરડા બહાર નીકળ્યા ને દારોગે દરવાજા બંધ કર્યાં. સહીસલામત તેઓ પોતાને ઠેકાણે પહોંચ્યા.



# પ્રકરણ બત્રીશમું.

## રાણીનો કેદખાનામાંથી છૂટકારો.



આજે રણવીરને ખેરપુર ખાતે કેટલાક મહિના વિતી ગયા અને વનવીર મોહાગરરૂપે સારી વિખ્યાતી મેળવી છે વૃદ્ધ દારોગામાથે રાત્રીને સમયે બહેનની મભાળ લીધા કરે છે ને કેદમુક્ત કરવાના કારસ્તાનમા છે વૃદ્ધ સૈન્યાધિપતિ પ્રતાપસિંહપ્રત્યે ગાઢ મૈત્રી બાધી, વારવાર તેને મળે છે વળી પોતાનો ભાણેજ સૂર્યકાન્ત જે આશરે બે વર્ષનો થયો હતો અને પ્રતાપના પુત્ર દાબલ ઉછરી મ્હોટો થયો હતો, તેને વારવાર ખોળામા રમાડી આનદ મેળવે છે. એ બાળક પણ ગેલ કરતો તેની સાથે બહુ હળી ગયો છે નિર્દોષ બાળકોમા માયાળુ મન ઓળખવાની શક્તિ કોઈ વિલક્ષણ હોય છે

હમણા રણવીર દુખી બહેનને લગભગ એક માસ થયા મળ્યો નથી કેદમુક્ત કરવાની તજવીજમા તેનુ તમામ લક્ષ લાગી ગયુ તેણે નેપાળથી સાથે લીધેલા કારીગરો પાસે, પોતાના મહેલથી કેદખાનાસુધી સળગ જવાય-અવાય એવુ અદ્ભુત ભોયરૂ ખોદાવવુ શરુ કર્યુ છે

છ મહીના વિત્યા ત્યારે એ કામ પૂરૂં થયું. છૂપે માર્ગે મળવા લાગ્યાં ને અરસપરસને યુક્તિઓ સૂજવા લાગી. એક રાત્રિયે ભાનુમતિને રણી સાથે આ ગુપ્તમાર્ગે પોતાના મહેલમાં લઈ આવ્યો. પછી ભોંયરાનું દ્વાર પૂરી નાખ્યું ને ભાનુમતિ મુક્ત થઈ.

સંકેત પ્રમાણે દારોગાએ તાળાં તોડી દરવાજા ખોલી નાખ્યા અને સ્હવાર થતાં રાણી ન્હાસી ગયાની બૂમ ઉડા-ડી. ક્રૂરસિંહને પણ ખબર કરી. ચપળાના ચળકાટથી જેમ અબળા ચોંકે તેમ આ ખબર સાંભળી પ્રધાન ચમકયો. એકદમ બંધીખાને ગયો ને ચોકીદાર સિપાઇઓને કશી પૂછપરછ વગર કતલ કરવા લાગ્યો! રાણી ન્હાસી ગયેલી જાણી ઘણો કોપિત થયો. શોધખોળ માટે ઘણા મજબૂત ઉપાયો લેવા માંડ્યા પણ વ્યર્થ. ધારેલી આશાઓ ધૂળ મળી ને દૈવ જાણે હવે કેવી સ્થિતિ થશે, તેવિષે વિમાસણ કરવા લાગ્યો.

રણવીરે કારાગૃહમાંથી બ્હેનને મુક્ત કરી એટલુંજ નહિ, પણ અનેવી રાજાની બ્હેર મારી ગયેલી બુદ્ધિ, શી રીતે શુદ્ધિમાં આવે ? શી રીતે તેનો સંસાર—વ્યવહાર સુ-ધરે? અને શી રીતે રાજ્ય આબાદ થાય? તે વિષે મહાન્ યત્ન કરવા લાગ્યો.

---

# પ્રકરણ તેત્રીશમું.

## નૃપતિની સુધારણા-કપટપ્રબંધ.



ણુવીર પોતાના ખનેથી, હતભાગ્ય નૃપતિ હરિહરને સુધારવા અનેક પ્રયત્ન કરવા લાગ્યો કલાકોના કલાકો તેની પાસે ગાળવા લાગ્યો અને અનેક યુક્તિ પ્રયુક્તિથી ગમ્મત અને જ્ઞાન આપી, સત્સંગનો રંગ ચટાવવા લાગ્યો

રાજાને દિન પ્રતિદિન સુધરતો જોઈ ક્રૂરસિંહ મનમાં મુઝાવા લાગ્યો અને ધાર્યું કે વચ્ચેથી વનવીરનો કાંટો કાઢી નાખ્યો હોય તો ઠીક રણુવીરસિંહ દક્ષ અને વિચક્ષણ હતો, તેથી ક્રૂરસિંહનું ધાર્યું પાર પડતું નહિ, વળી તેણે પોતાના પ્રબળમાટે, ક્રૂરસિંહના મંડળમાં વીરસિંહ અને કાળુભા નામે બે ચતુર અને વિશ્વાસુ માણસને યુક્તિથી દાખલ કરાવી દીધા

હવે આ તરફ જેમ જેમ રાજા સુધરવા લાગ્યો તેમ તેમ તેને પોતાના કરેલા કૃત્યો માટે શરમ અને તિરસ્કાર છૂટવા લાગ્યો. શું ખરૂં ને શું ખોટું? શું યોગ્ય ને શું અયોગ્ય? તે સમજવાને હમણા તે શક્તિવાન્ થયો ક્રૂરસિંહ પોતાના ભલામાં છે કે બૂરામાં? તેની શોધ કરવા માંડી જેમ જેમ

શોધમાં ઉંડો ઉતરતો ગયો, તેમ તેમ ક્રૂરસિંહની કુટિલતા અને કૃતઘ્નતા જોવામાં આવી. ઢાંકપિછોડો કરી એ પાપી પ્રધાને કેવાં ને કેટલાં દુષ્ટ કાર્યો કરાવ્યાં? તે જાણવામાં આવ્યું. અનીતિ, અનાચાર અને ઘોર અપકૃત્યો માટે અને પોતે જાતે કરેલી દેશની દુર્દશા શાથી થઇ તેમાટે વિમાસવા અને રડવા લાગ્યો.

રાજાને સુધારવા રણવીરે ઘણાં માણસોને ફોડી પોતાનાં કર્યાં. લશ્કરી સૈન્યાધિપતિ અને તેવા બીજા મ્હોટા અમલદારોને સાવચેતી વાપરી રજા અપાવી અને તેમની જગ્યાએ જૂના, જાણીતા, સમજુ અને પોતાની પસંદગીના પ્રામાણિક માણસોને નેમ્યા. વૃદ્ધ પ્રતાપસિંહને માનસહિત સેનાપતિની જૂની પદવી આપી.

આ પ્રમાણે સૈન્યનો મ્હોટો ભાગ પોતાના તાબામાં કર્યો. હવે અમાત્ય અને હજુરમંડળમાં ફેરફાર કરવાનો રહ્યો; પણ તેનાં મૂળ ઘણાં ઉંડાં હતાં. એ વિષયમાં એકદમ માથું મરાય તેમ નહોતું, તોપણ તે સંબંધી પ્રયત્ન કરવામાં પાછળ પડ્યો નહિ.

ક્રૂરસિંહ પોતાની ધારણામાં નિષ્ફળ નિવડ્યો તેથી ઘણો ચિંતાતુર રહેવા લાગ્યો. રાજાને પાછો કેવી રીતે પોતાને કબ્જે કરવો તથા વનવીરને કેવી રીતે ખસેડવો, તેની ચિંતામાં પડ્યો. ઘણાં ફાંફાં માર્યાં, પણ કંઈ કાર્ય સિદ્ધ થયું નહિ. તોપણ ચીડાઇને તેનું નિકંદન કરવા નીચ પ્રપંચ રચવાનો નિશ્ચય કર્યો.

ધારેલી ઇચ્છા પાર પાડવા પોતાના દોસ્તો અને હજુરી-આઓને સલાહ તથા મદદમાટે ઘેર એકઠા કર્યા આ કાવતરાખોર મડળમાં રાજાના કેટલાક દૂરના સગા કેટલાક લાયાતો અને કેટલાક બરતરફ કરેલા સૈનિકો હતા, તેમજ કેટલાક શેઠ-શાહુકાર અને ક્રૂરસિંહનુ અમાત્યમડળ હતું. રાજાના કાકાના છોકરા, ગાદીવારસ કુમાર મોતીસિંહને રાજપાટની લાલચો આપી પોતાના મડળમા સામેલ કર્યો ને તેને પ્રમુખપદે બેસાડયો

ક્રૂરસિંહે રાજાના ફેરવાયેલા વિચારો સબધી સવિસ્તર વિવેચન કર્યું વધારે આવેશમા જણાવ્યુ કે-"જો વનવીરને વિદાય ન કરે અને આપણુ ન માને તો રાજાને ઠાર કરી ગાદીપતિ મોતીસિંહને બનાવવો !"

નવાઈ જેવા અને આ જોખમ ભરેલા વિચારોથી ઘણી ગડબડ થઈ રહી થોડાક ખુશામદીઆ બોલી ઉઠયા,-"બરાબર છે, બરાબર છે એમ થવુજ જોઇએ " કેટલાક બૂમો પાડી બોલ્યા,-" રાજાને મારી નાખો એટલે પત્યુ " મોતીસિંહે તેમને બૂમો પાડતા અટકાવ્યા, ને વાત બહાર ન પડે તે માટે સભાળ રાખવા સમજાવ્યુ

રાઘળા અતે ક્રૂરસિંહના મતને અનુકૂળ થયા, ને ઠરાવ મુજબ વર્તવા નક્કી કર્યું એ સિવાય બીજા પણ કેટલાક રાજ્ય અને પ્રજાના હિતથી તમામ વિરુદ્ધ નિશ્ચયો કરી, મોતીસિંહની જય બોલી સહુ વિખેરાઇ ગયા

# ⇝ પ્રકરણ ચોત્રીશમું. ⇜

## ⊱ કાવત્રાંનો પત્તો. ⊰



રાત્રીનો પ્રથમ પહોર વિતી ગયો. રણવીર ગાદીને આલી વિચારના તરંગો દોડાવે છે, એટલામાં દરવાજો ઉઘડ્યો. છડીદાર દાખલ થઈ શિર નમાવી બોલ્યો,–" મહારાજા સાહેબ! વીરસિંહ અને ફાળુભા આવ્યા છે." તેઓ કહે છે કે,–" આપની સાથે કાંઇ ખાનગીમાં અગત્યની વાતચિત કરવાની છે."

રણવીર,–" જલદી આવવા દે."

થોડી વારમાંજ તેમને આવતા જોઇ, ડોક ઊંચી કરી રણવીર બોલ્યો,–" કેમ, શા સમાચાર ?"

વીરસિંહ અને ફાળુભાએ નમન કર્યું. વીરસિંહ બોલ્યો,– " સાહેબ, તેઓએ એવું ભારે કાવત્રું રચ્યું છે કે આપને જય મેળવવો મુશ્કેલ થઇ પડશે. આજની મંડળીમાં મ્હોટા મ્હોટા ભાયાતો, શેઠ–શાહુકારો, ક્રૂરસિંહનું અમાત્યમંડળ અને આપે દૂર કરેલા લશ્કરી અમલદારો હાજર હતા. તેઓએ મહારાજા સાહેબને વંચાવવા આ કાગળો તૈયાર કર્યા છે." એમ કહી રણવીરના હાથમાં એક કાગળોને ચોડો મૂક્યો.

પ્રાપંચિક વિચારો વાંચતાં વાંચતાં કોઇ કોઇ સ્થળે ચ્હેરાનો રંગ રાતો થઇ જતો અને કોઇ સ્થળે આશ્ચર્યકારક

ચિહ્નો પ્રકટી નીકળતા ક્ષણમાં હિંદુસુદ ને ક્ષણમાં હોઠ કરડતો—એમ તેનામાં ચમત્કારિક ફેરફાર જણાતો હતો.

સઘળા પત્રો વાંચી, થોડી વાર વિચારમાં મૌન રહ્યો પછી બોલ્યો,—"વાહ! ખૂબ કરી છે મ્હારાપર તહોમતો મૂકવામાં કંઈ બાકી રાખી નથી શાબાશ! શાબાશ! મ્હારો ઘાટ ઘડવાને ભલી યુક્તિઓ તૈયાર કરી છે!"

કાળુભા—"હાજી"

રણવીર—"ક્યારે કાગળો રજુ કરવાના છે?"

કાળુભા—"જી હજુર, કાલે"

રણવીર—"કોણ આપવા આવશે?"

વીરસિંહ—"કુમાર મોતીસિંહ"

રણવીર—"શું કુમાર મોતીસિંહ આવશે?"

વીરસિંહ—"હાજી"

રણવીર—"બહુજ ખરાબ."

થોડીવાર વિચાર કરી બોલ્યો,—"ભલે આવે ઠીક ગમ્મત વરો. આ ઉપરાંત બીજી કાંઈ યોજના થઈ છે?"

કાળુભા—"હાજી તેઓએ પક્કે પાયે નક્કી કર્યું છે કે—'તમને ખસેડવામાં જો રાજપાસે ન ફાવીએ તો ખુદ રાજાજીને સ્વધામ પહોંચાડી, મોતીસિંહને ગાદીપતિ બનાવવા અને આપને કારાગૃહમાં રાખવા' આ સુગઠ બર લાવવાને બેરપુર અને આસપાસ છૂપેવેશે ભાયાતોના લશ્કરો ફરતા કર્યા છે"

રણવીર—"એમ? વાહ વાહ? ભારી કરી યુદ્ધ મચા-

વવા ઇચ્છે છે ? બચ્ચાઓ ! મ્હોઢું ધોઇ તૈયાર રહેજો. હજુ તમે રણવીરને ઓળખતા નથી. "

વીરસિંહ–"હજુર સાહેબ, ક્રૂરસિંહ વાસ્તે શું વિચાર્યું?"

રણવીર–" ઠીક: બધું પોતાની મેળે થઇ રહેશે. મોતીસિંહ કેટલા વાગે રાજા પાસે જવાનો છે ? "

વીરસિંહ–" સ્હવારના સાડાસાતે. "

રણવીર–" સ્હવારના સાડાસાત વાગે ? સારૂં સારૂં. "

કાળુભા–" આપ ક્યારે પધારશો ? "

રણવીર–" છએ. "

કાળુભા–" શું આપ તેથી વહેલા જશો ?"

રણવીર–" હાજ તો. હવે તમે જાઓ અને પ્રતાપસિંહને અંહી મોકલો. "

" જેવો હુકમ " કહી વીરસિંહ ને કાળુભા ઉઠ્યા ને નમન કરી ચાલતા થયા.

લગભગ એક કલાકે પ્રતાપસિંહ આવ્યો. રણવીરે ઉભા થઇ માન આપ્યું અને પાસે બેસાડ્યો. ખાનગી વાતચીત કરી થોડીવારે બંને જુદા પડ્યા.



# —⊰ પ્રકરણ પાંત્રીશમું. ⊱—

## —⊰ પ્રપંચનું પરિણામ. ⊱—



વાર થયું છ વાગ્યા. રાજા જાગૃત થઈ મુખ સ્વચ્છ કરી સ્વસ્થ ચિત્તે બેઠો છે. પ્રતિહારીએ પ્રવેશ કરી કહ્યુ,—"વનવીરજી આવે છે" રાજાએ આવવા હુકમ કર્યો આસપાસ નજર કરતો ઓરડામા આવ્યો હરિહરને નમી. ઝીણી નજરે તેની મુખાકૃતિ તરફ જોતો ઉભો રાજાએ બેસવા કહેવા બેઠો

હરિહરસિંહ—"વહાલા મિત્ર! આજે વહેલુ કેમ આવવુ થયુ? હુ તમને જોઈ બહુ ખુશી થાઉંછુ ધારૂંછુ કે કાઇ નવી ખિના લાવ્યા હશો."

વનવીર—"હજુર સાહેબ, મારી નહિ પણ ઘણી માઠી ખિના સભળાવવાની મને આપદી છે એ હકીકતે મ્હારા હૃદયનેજ એટલો અધીરો બનાવ્યો કે અત્યારમા આપને તસ્દી આપવી પડી"

હરિહર—"શુ કાઈ કાવત્રુ છે? મિત્ર વનવીર! સત્વર કહો, શુ છે?"

વનવીર—"બાબત એટલી ગંભીર છે કે તે ઉપર જો પૂરતુ લક્ષ આપશો તો આપને અને દેશને લાભ છે, અને

નહિ તો આપની અને ખેરપુરની કેટલી ખરાબી થશે તે કહી શકાય નહિ.

રાજા—" પ્રિય વનવીર ! જલદી કહો; તે શી બાબત ?"

બંનેએ ઘણીવાર ચુપચૂપ વાતચિત કરી. ઘડીમાં રાજાનું મ્હોં ક્રોધથી લાલ થઈ જતું તો ઘડીકમાં શાંત પડતું. ક્ષણમાં અશ્રુથી ચક્ષુઓ ભીંજાઈજતાં તો ઘડીમાં ભયભીત જણાતો. એમ તેના મ્હેરાપર અનેક રંગો થતા અને મટતા હતા. એટલામાં છડીદાર આવ્યો ને કુમાર મોતીસિંહ આવ્યાનું જણાવ્યું.

પૂરતા ડોળ દમામથી તે અંદર આવ્યો, પણ વનવીરને જોઈ જરા ચોંકયો અને ખિન્નતાએ આંખો પાડ્યો. બીજી ક્ષણે જાણે કંઈ નહિ બન્યું હોય તેમ સાવધ થઈ દમામભરેલો દેખાવ કર્યો. ચતુર વનવીરનાં ચક્ષુઓ આ ફેરફાર જોઈ ચકિત થયાં નહિ; તે સઘળો ભેદ પામી ગયો.

મોતીસિંહને વિચારમગ્ન જોઈ રાજા લગાર હસીને બોલ્યો,—" પ્રિય બંધુ ! ભલે પધાર્યા." કેટલાકો કહે છે કે—'તમે મ્હારા સામું કાવત્રું રચો છો ?' (વનવીર સામું જોઈને) કેમ 'વનવીરજી, ખરી વાત છે ?'

વનવીર—" હાજી; કેટલાકો એમ કહે છે ખરા."

પાપના* ડંખથી મોતીસિંહનાં ગાત્ર ઢીલાં પડી ગયાં.

---

*( સોરઠો. )

પાપીજનને પાપ, આપે ફોલી ખાય છે;
ઔઢો એજ પ્રતાપ, સત્યતણો સમનય છે. ૧.

क. का.

થોડી મિનિટમાં મુખાકૃતિ શ્યામ થઇ ગઈ પગથી માથાસુધી કંપવા લાગ્યો જેમ તેમ હિમત કરી ગભરાતો અકળાતો બોલ્યો,—"હજુર સાહેબ, હું આશા રાખું છું કે,—મ્હારાપર મૂકાયેલા આવા જાૂઠા આરોપને આપ કાન દેશો નહિ."

રાજાએ નિસ્પૃહતાથી કહ્યું,—"નહિ, વહાલા ભાઈ! બિલકુલ નહિ. હું એ કશું માનતો નથી, પણ આ લોકો દ્રઢતાથી કહે છે કે 'અમે સાબિત કરી આપવા તૈયાર છીએ' ભાઈ ગણી હું ચેતવણી આપુ છુ કે, તું એવા કુત્સિત કુભાડથી દૂર રહેજે, કેમકે તેઓ ઘણા પ્રપંચી અને દગાખોર માણસ છે"

**મોતીસિંહ** પૂતળાની પેઠે ચૂપ થઈ ગયો. ખાત્રી થઈ કે આ તો સઘળુ મ્હારી વિરુદ્ધ જાય છે 'એોને સઘળુ ભોપાળુ ફૂટી ગયુ હોય?' એવી ધાસ્તી લાગી વનવીરના સામુ જોઈ વિમાસે છે, તેટલામા તે બોલ્યો,—"મહેરબાન! આપ હમણા બહાર પધારો મહારાજા સાથે મ્હારે જરા ખાનગી વાતચિત કરવી છે માફ કરશો."

**મોતીસિહ** ચમકયો પણ હિમત ધરી બોલ્યો,—"ખાનગી વાતચિત? અને તે મહારાજા સાથે?! સાહેબ, તમે જાણો છો કે એ બનવુ અશકય છે"

વનવીર શાંતપણે બોલ્યો,—"અશક્ય, કારણ?"

**મોતીસિહ**—"કારણ? હુ મ્હારી ફરજ પ્રમાણે મહા-

રાજા સાહેબને ક્ષણ પણ વિલો મૂકી શકતો નથી. હું બહાર જઇશ નહિ. તમે મને બહાર જવાનું કહેનાર કોણ?"

વનવીર જુસ્સાથી બોલ્યો,–"મોતીસિંહ! તમે તમારા ભાઈ તરફ કેવા ને કેટલા વફાદાર છો તે હું સારી પેઠે જાણું છું. સાહેબ, મુંગા મુંગા બહાર ચાલ્યા જાઓ; નહિ તો હમણાંજ સઘળું બહાર પડશે."

મોતીસિંહને અંગેઅંગ વિજળી જેવો આંચકો લાગ્યો અને સર્વાંગે કંપવા લાગ્યો. તે છતાં હિંમત રાખી બોલ્યો,–"વનવીર! સંભાળો. તમો અભિમાનને આધીન થઇ મ્હારૂં માન ભૂલી જાઓ છો. હું કોણ? રાજપુત્ર. મ્હારા પરમ-પ્રિય બંધુનો વારસ. ખેરપુરની ગાદીનો ભવિષ્યનો માલિક મ્હારાવિના કોણ છે?"

વનવીર તિરસ્કાર ભરી દૃષ્ટિયે બોલ્યો,–"આપનું કહેલું પૂરૂં થયું?"

મોતીસિંહે ક્રોધિત વદને ઉત્તર આપ્યો,–"તારા જેવા નિમકહરામ મેં બહુ જોયા છે. મ્હારા ભોળા ને ભલા મહા-રાજાને ભંભેરી, સઘળી ખરાબીનાં બીજ રોપનાર તુંજ છે. નીકળ અહીંથી દુષ્ટ! "(રાજા તરફ ફરી બોલ્યો)" મ્હારા પ્રિય બંધુ! આપના ભાઇને થતું આવું મહાન અપમાન આપ કેમ સહન કરો છો? આ ધુર્ત્તને કેમ કંઈ કહેતા નથી?"

પ્રતિઉત્તર નહિ આપતાં રાજાએ રણવીર તરફ ઇસારો કરી કહ્યું,–"ભાઈ મોતીસિંહ! હું તમને સારીપેઠે પિછાનું

છુ તમે મ્હારા કેવા હિતચિંતક છો તે મ્હારાથી કશુ અજાણ્યુ નથી. તમે મને આગળનો હરિહર નહિ ધારતા. આગળના અને હાલના હરિહરમા જમીન આસમાન જેટલો ફેર પડી ગયો છે મને મજબૂત માણસ મારફતે માલુમ પડ્યુ છે કે,–'ગઈ રાત્રીએ ક્રૂરસિંહ તથા તેના હજુરિયાઓની નર્કટી ટોળીમા મળી, મ્હારે માટે રચાયેલા કાવત્રામા તમે સામેલ છો' મ્હારા વિશ્વાસુ અને રાજ્યના હિતૈષિ વનવીરને મ્હારી દૃષ્ટિથી દૂર કરવા તમે અનેક તહોમતો તેનાપર મૂકવામા ન ફાવ્યા, તે માટે મને મારી, તને ગાદીપતિ બનાવવો, એ સઘળો પ્રપંચ હુ જાણી ગયો છુ ધન્ય છે મ્હારા શુભેચ્છુ બધુ તને, તારી ધારણાને અને તારા બુદ્ધિબળને! એવુજ ઘટે! મ્હારાપ્રત્યે પ્રેમભક્તિ તો પરિપૂર્ણ વાહવા! બહુ સારૂ સૂજ્યુ વિચાર તો ખરો કે તુ કોની સામે ઉભો છે? હમણાજ તને ગાદી આપુ છુ? ઉભો રહે પ્રતાપસિંહ?"

"જી હજુર" બોલતો પ્રતાપસિંહ આઠ હથિયારબંધ માણસો સાથે એકદમ દાખલ થયો

રાજા—"તમારી ફરજ બજાવો"

મોતીસિંહ સ્તબ્ધ થઈ ગયો ઉત્તર આપવા હોઠ હલાવ્યા પણ બોલી શક્યો નહિ. પ્રતાપ સિપાઇઓ સાથે તેના શરીર તરફ ધસ્યો ને તલવાર મારી તાબે થવા કહ્યુ કિંકર્તવ્યમૂઢ જેવો મોતીસિંહ થોડી પળ ઉભોજ રહ્યો બીજીવાર બોલવાનુ મન કર્યું, પણ તેનો રૂંધાયેલો શ્વાસ ચાલી ગયો

નહિ. હિંમત હારી ગયો. ફરીથી તલવાર માગતાં સોંપી દીધી. તરતજ પકડયો ને ચતુર્ભુજ કરી, મોઢે ડૂચો દઈ છૂપે રસ્તે ઉપાડી ગયા. માર્ગમાં બેશુદ્ધ થઈ ગયો. તેઓ મહેલને એક છેડે ગયા અને ભોંયરામાં પેઠા. ભોંયરાને માર્ગે શહેર બહાર નીકળ્યા ને ત્યાં ઉભી રાખેલ બંધ ગાડીમાં બેસાડી તે ઝડપથી હાંકી. ગાડી જંગલમાં ચાલવા લાગી. બંધનમુક્ત કરી મોંપરનો ડૂચો કાઢી નાખતાં મોતીસિંહ ધીમે ધીમે શુદ્ધિમાં આવ્યો. પાસે પ્રતાપસિંહ તથા ત્રણ સિપાઈઓ બેઠા છે.

વધારે સાવધ થયો. પરસેવાથી ચ્હેરો પલળી ગયો હતો. ધ્રુજતે અને ધીમે અવાજે જવાબ આપ્યો,—"ભાઈઓ! શું મ્હારૂં ખૂન કરવાને લઈ જાઓછો?"

પ્રતાપસિંહ હસતો હસતો બોલ્યો,—"તે બાબતનો તમે ડર રાખશો નહિ. તમને તો જુદીજ શિક્ષા થયેલી છે."

મોતીસિંહ—"શી?" એમ કહી ખીસું તપાસવા લાગ્યો, પણ તે તદન ખાલી હોવાથી બોલી ઉઠયો,—"મ્હારા ગજવામાંના કાગળો કયાં ગયા?"

પ્રતાપસિંહ—"મહારાજા સાહેબ પાસે સર્વ સલામત છે. આપ બેફિકર રહો." મોતીસિંહ નિશ્વાસ નાંખી બોલ્યો,—"હાય! ગજબ થઈ! બધા ફસાયા. ભાઈઓ! કહો તો ખરા તમે મને કયાં લઈ જાઓ છો?"

પ્રતાપસિંહ—"વીરગઢના અંધારા કારાગૃહમાં. તમે ત્યાં જન્મપર્યંત બંધીવાન્ રહેશો."

ઘણોજ પશ્ચાત્તાપ કરવા લાગ્યો ખાત્રી થઈ કે કરેલા કર્તુકો તેને પોતાનેજ નડયા બીજામાટે ધારેલા પ્રપંચમાં પોતેજ સપડાયો

વાતો કરતા કરતા વીરગઢ પહોંચ્યા દારોગાએ દરવાજો ઉઘાડ્યો ગાડી બંધીખાનામાં આવી ઉભી પ્રતાપસિંહ ગાડીમાથી ઉતરતા દારોગાએ સલામ કરી કેદી સોંપ્યો ને પોતે ગાડીમા બેસી ચાલતો થયો

ઝાંઝવાના જળ જેવી કેવળ ખોટી અને ખરાબ આશાને વશ થયેલો મોતીસિંહ, બેરપુરની ગાદી પચાવી પાડવાના ખોટા સંકલ્પો કરતા, હંમેશ માટે કારાગૃહમા કેદ પૂરાયો



# પ્રકરણ છત્રીશમું.

## પાપનો ઘડો ફૂટ્યો.



ઉપલા બનાવને ત્રણ દિવસ વિતી ગયા. મોતીસિંહ ગુમ થયાની ખબર આખા શહેરમાં પવન પેરે પ્રસરી. મ્હોટો ખળભળાટ થઈ રહ્યો. લોકો અનેક કલ્પના કરવા લાગ્યાં. સમય મધ્યાહ્નનો હતો, રાજમહેલમાં કાંઈ જુદોજ રંગ જામી રહ્યો છે.

રણવીરસિંહ રાજાની રજા લઈ મહેલમાંથી ઘેર જવા દાદરો ઉતરતો હતો, તેવામાં કંઈક નજરે ચ્હડ્યું. વિસ્મય થયો ને શું બને છે તે જોવા સંતાઈ ઉભો.

વાંચનાર! તેણે શું જોયું? દેવળદેવીની દાસી સિપાઈ મેરુભાની આંગળી પકડી, દેવળદેવીને આવાસે તેને શણગારીને લઈ જતી હતી. દ્વાર આગળ આવ્યાં. દાસીએ ધીમેથી ઠોક્યું કે તુરતજ અંદરથી દરવાજો ઉઘડ્યો ને મેરુભા દાખલ થયો. દરવાજો બંધ કરી દાસી બહાર ઉભી. રણવીર ચકિત થયો. રાજાને સઘળું બતાવવાનો વિચાર કરી પાછો ઉપર ચ્હડ્યો.

પાછા આવવાનું પૂછતાં રણવીરે હકીકત કહી; તે સાંભળી રાજાની આંખો ફાટી. શમશેર લઈ ક્રોધિત વદને

નીચે ઉતર્યો ને બારીને ગુપ્ત રસ્તે અગાશી ઉપર જઈ ત્યાથી છૂપે હાદરે નીચે ઉતર્યો ફડાક લઈ બાગી ઉઘડી, જ્યા દુષ્ટ દેવળદેવી નીચ કોળી સાથે ગપ્પા મારતી બેઠી હતી રાજાને સન્મુખ જોઈ બન્ને હેબતાયાં, ને નીચ કોળી "ગે ગે ફે ફે" કરવા લાગ્યો.* ક્રોધિત રાજાનુ લોહી ઉકળી આવ્યુ તેણે સિપાઈપર ધિક્કાર વર્ષાવી તલવાર ફેંકી નીચે પાડ્યો

દુરાચારી સ્ત્રીતરફ પૂર્ણ ક્રોધાવેશમા બોલ્યો,—"કાળા કૃત્ય કરનારી કુટિલા ! ધિક્કાર છે તને ! તારી નીચ અને પાપી ચાલથી મ્હારી સાત પેઢીની કીર્તિને તે કાળી કરી !! હુ તને પૂર્ણ પવિત્રતાની પ્રતિમા સમજતો હતો, પણ તેમાં મ્હારી મ્હોટી ભૂલ થઈ આજ તારૂં પાપ પ્રગટી ઉઠ્યુ મ્હારો દોષ મેં આજે દીઠો ઓ પાતકી અને ઘાતકી સ્ત્રી ! તારા દુષ્કૃત્યો અને દુરાચરણો માટે મ્હારા હિતૈષિઓએ ઘણુ ઘણુ મને કહ્યુ, પણ હુ માનતો નહોતો અને તુને મહા સાધ્વી સમજતો હતો. હવે મ્હારી ખાત્રી થઇ કે તુ પૂરેપૂરી પલીતા અને અધમમા અધમ છો તારાં સુંદર રૂપમા સમાયેલા પિશાચ કૃત્ય, પાખંડ અને પાપો, દુનિયાના દરેકે દરેક મનુષ્યોએ નિંદવા યોગ્ય છે નીચ ! નિ-

---

*(દોહો)

ઇશ્ક મશ્ક ખાસી ખસ, ઔર ખૂન મધુપાન,
ઇતે છુપાયે ના છુપે, હોતે પ્રગટ નિદાન

સા૦ સ૦

ક્રૂર ! તારા અને તારા કુટિલ ભાઈ ક્રૂરસિંહનાં ઘોર કર્મોનો હું ભોગ થઈ પડયો ને મ્હારાં રાજ્યની પણ તેથીજ પડતી થઈ. ઓ દુષ્ટા ! દુષ્કર્મોનાં ફળ ચાખવાને ચાલ કારાગૃહ માટે તૈયાર થા. તારા દુષ્ટબુદ્ધિ બંધુને પણ તેની કરણીનાં ફળ હવે તરત મળશે. ”

એમ કહી રાણીને ઘસડી બારણાં આગળ લઈ ગયો. રાણીએ ઘણી આજીજી કરી રૂદન આદર્યું; પણ તે પર ધ્યાન નહિ આપતાં એકદમ દરવાજા બહાર ખેંચી લાવ્યો. પાપ-કર્મમાં મદદગાર દાસી ન્હાસવા લાગી, પણ રાજાએ બૂમ મારતાં સિપાઇઓએ પકડી.

જારકર્મ કરનાર ઉપર, માણસ જાતને જુદીજ તરેહનું જબુન ઝેર ઉપજે છે. રાજાને રોમરોમ એટલું વિષ વ્યાપ્યું કે આ મહાપાપને મદદ કરનાર દાસીને મારી નાખવા આજ્ઞા કરી ને તે પ્રમાણે તેને તેની કરણીનું ફળ મળ્યું. રાણી દેવળદેવીને મહેલ નીચેની ઘોર અંધારી ગુફામાં પૂરી મૂકી; જેમાં કરેલાં કર્મોનો પસ્તાવો કરતી સદાનેમાટે તે સમાઇ ગઈ.



# પ્રકરણ સાડત્રીશમું.

## યોગ્યને યોગ્ય બદલો.


સંધ્યા સમય થવા આવ્યો હરિહરસિંહ માથે હાથ દઈ મહેલમા બેઠો છે આંખે અશ્રુધારા વહ્યા કરે છે દુર્ભાગ્ય દેવિ ભાનુમતિ અને પોતાના નેત્રમણિ કુવરનુ તેને સ્મરણ થયુ નિર્દોષ પ્રિયા અને કોમળ બાળકપર વર્તાવેલા કેરનો સતાપ થવા લાગ્યો. એટલામા રણવીર અને પ્રતાપસિહ આવ્યા.

વિચારશિળ નૃપતિએ સર્વ વૃત્તાંત કહ્યો, પસ્તાવો કર્યો અને આંસુ પાડયા રણવીર અને પ્રતાપે ઘણી ધીરજ આપી, પણ રૂદનનો વેગ અટક્યો નહિ તેની સ્થિતિ અર્ધગાડા જેવી થઈ ગઈ કામ કચળશે અને ચિત્તશુદ્ધિ ગઈ તો તે સુધારવી બહુ કઠિણ થઇ પડશે, એમ સમજી પ્રતાપસિંહે કહ્યુ,—

"મહારાજ ! આપ અકળાઓ નહિ ઈશ્વર સહુ સારૂ કરે છે ને યોગ્યને યોગ્ય ફળ મળ્યા વિના રહેતુ નથી માટે કૃપાવત ! હું આપને કહેવાને ઘણોજ ખુશી છુ કે આપના બાળ યુવરાજ આબાદ છે તેનુ ખૂન થયુ નથી, અને આ સેવકને ત્યા આનદમા છે હમણાજ હાજી તેને અહી લાવશે"

હરિહરસિંહ અત્યત હર્ષિત થયો પ્રતાપે કુમારસંબધી સર્વ હકિકત કહી શબ્દેશબ્દ તેના હૃદયમાં પ્રેમ અને આ-

નંદના અંકૂરો ફૂટવા લાગ્યા. તે બોલ્યો,–"અહા! આ વખતે પ્રિય ભાનુમતિ હોત તો કેવો આનંદ થાત?" એમ કહી નિશ્વાસ નાખી ખેદિત થયો.

ભાનુમતિનાં વિતર્કે વધારે બેભાન બનાવ્યો. થોડીવારે એટલો બેશુદ્ધ થયો કે મહેલમાં દોડાદોડ થઈ રહીને રણવીર તથા પ્રતાપ પણ ગભરાયા. ગુલાબજળ અને પાણી વગેરે શીતોપચાર કરવા માંડ્યા. એટલામાં ભાનુમતિ રત્નીસાથે હાથમાં બાળકુંવરને લઈ દાખલ થઈ. આસનાવાસના કરતાં થોડીવારે રાજા જરા જાગૃત થયો પણ આંખો વિંચેલી હતી. ધીમેથી હોઠો દ્વારા "ભાનુમતિ"–"ભાનુમતિ" એટલો સ્વર નીકળવા લાગ્યો. આ દયાજનક ચિત્ર જોઈ, રાણીની આંખોમાં વહેતાં ઉષ્ણ અશ્રુ રાજાપર પડ્યાં. જાગૃત થયો. દૃષ્ટિ ફેરવી. પણ પાછી આંખો બંધ કરી બોલ્યો,–"કોણ મ્હારી વ્હાલી ભાનુ?! હું શું જોઉં છું? આ સત્ય કે સ્વપ્ન?"

ભાનુમતિ–"પ્રાણપતિ! સત્ય, હુંજ છું."

હરિહર હર્ષસહિત ભેટયો. બેઉનાં નેત્રોમાંથી અશ્રુ વહ્યાં. બાળકુંવરને તેડી, ગળે વળગાડી હર્ષનાં ચુંબનો કરી રાજાએ મહાભાગ્ય લ્હાવ લીધો. કરેલાં કૃત્યસાટે રાણી પાસે ક્ષમા માગતાં ભાનુમતિએ "ઇશ્વર ઇચ્છા–ભાવિ સંચિત" ઇત્યાદિ ગંભીર અને નમ્ર વચનો કહી મોટું મન બતાવ્યું.

રાણીએ હાસ્ય કરી રણવીર તરફ હાથ દેખાડી કહ્યું,–"આ ગૃહસ્થને ઓળખ્યા?"

"હા, તે વનવીર મોહાગર મ્હારા પરમ મિત્ર છે મ્હારી ઉન્નતિ કરનાર જો કોઇ પણ હોય તો એજ છે એમનો હું જેટલો આભાર માનુ તેટલો થોડો છે પ્રિયા! તુ એને ક્યાથી પિછાને છે?"

ભાનુમતિ–"આર્યપુત્ર! આપ હમણાં મને અહીં જુઓ છો તે પણ એમના પરાક્રમનો પ્રતાપ અને—"

એટલામા પ્રસન્ન વદને બોલી ઉઠયો,–"અહાહા! ત્યારે તો એમને મ્હારો બધુ, શુભેચ્છુ કે હિતચિંતક જે લેખુ તે ઓછુ છે ખરેખર તે તેમજ મ્હારા વહાલા સેનાપતિ પ્રતાપસિંહ, રાજયના ખરા ખેરખાહ છે એની વફાદારીના જે વખાણ કરીએ તે ઓછાં હુ એમના ઋણથી ક્યારે છૂટીશ?"

પ્રતાપસિંહ–"મુરબ્બી! મહારાજ સાહેબ! મે તો માત્ર મ્હારો ધર્મ બજાવ્યો છે. અધિક કશુ કર્યું નથી મ્હારા કરતા દાસી રત્નીએ મારી સેવા બજાવી છે, એમ કહીએ તો યોગ્ય ગણાય"

રાજા–"હા, એની સ્વામિભક્તિની તો પરિસીમા ધન્ય છે તેને અને તેના માત–પિતાને. કોઈ રીતે એમના અને તમારા ઉપકારનો બદલો મ્હારાથી વળે તેમ નથી (દાસીતરફ ફરીને) ભલી રત્ની! તારી અદ્દભુત અને અનુપમ સેવાએ અમોને કદી ન વાળી શકાય એવા આભારના ભાર નીચે મૂકયા છે તારી કૃતજ્ઞતા, સજ્જનતા અને ધૈર્યતાથી હુ પૂર્ણ પ્રસન્ન

થયો છું; માટે હું ઇચ્છું છું કે તું કાંઇ માગ તો અમોને સંતોષ થાય."

રત્ની શરમાઈ નીચું ગઈ. જોઈ ધીરેથી બોલી,–"હજુર-સાહેબ! શું માગું? આપની કૃપાવડે મને સહુ છે. સારી માગણી એટલીજ છે કે મ્હારાં પરમ પવિત્ર બાસાહેબને આપ ગ્રહણ કરો અને બાળકુંવર સૂર્યકાન્ત સદા સુખી રહી દીર્ઘાયુષ્ય ભોગવો."

પ્રતાપ અને રણવીર સાથે બોલ્યા,–"શાબાસ! શાબાસ! ઠીક માગ્યું. ધન્ય છે તારી સ્વામીભક્તિને."

હરિહરે પોતાના ગળામાંનો નવસર હિરાનો મૂલ્યવાન્ હાર ઈનામ આપી ફરીથી ઉપકાર માન્યો; અને "યાવતચંદ્ર દીવાકરૌ" એક ગામ ગરાસમાં આપ્યું. વૃદ્ધ પ્રતાપસિંહને પણ તેજ પ્રમાણે બે ગામ અને પુષ્કળ ઇનામ આપી પ્રસન્ન કર્યો.

વનવીર તરફ ફરીને હરિહર બોલ્યો,–"પ્રિયમિત્ર! તારી પવિત્ર પ્રીતિ અને યોગ્યતાનું વર્ણન મ્હારાથી થઇ શકે તેમ નથી. મિત્ર! ધન્ય છે તને. સ્નેહી તો તારા જેવાજ એકરંગી, ઉપકારક અને ટેકી જોઇએ. ધન્ય છે તારાં માતા–પિતાને કે જેની કૂખે તારા જેવા પ્રતાપી પુત્રરત્નનો જન્મ થયો. વનવીર!"—

એટલામાં તે વચ્ચે બોલી ઉઠ્યો,–"મેં શું અજાવ્યું છે?

અલ્પસ્વલ્પ સેવા-સૂચના કરી, તે તો મ્હારી માત્ર ફરજ, સિવાય-"

ભાનુમતિ બોલી ઉઠી,-"આર્યપુત્ર! શું હજી આપે આ ગૃહસ્થને ઓળખ્યા નહિ? એ વનવીર નથી"

રાજા આશ્ચર્ય પામતો ઘડીમાં રાણી તરફ અને ઘડીમાં વનવીર તરફ નજર ફેરવતો બોલ્યો,-"શું વનવીર નહિ?"

રાણી-"આર્ય! એ મ્હારા પરમપ્રિય બંધુ મિથિલાપુરીના કુમાર રણવીરસિંહ છે.

"શું રણવીરસિંહ! અહા હા! કેટલો આનંદ! અજબ ફેરફાર!? આજના દિવસના હું શા વખાણ કરૂં?! પરમ કૃપાળુ ઈશ્વરે યોગ્ય બદલો આપ્યો"

આટલું કહી હર્ષઘેલો રાજા, રણવીરનેભાવસહિત ભેટયો અને તેણે વેઠેલી આપત્તિઓમાટે ક્ષમા માગી

આ સર્વ વર્તમાન આખા શહેરમા ઝડપથી ઘેર ઘેર સભળાયા, પ્રજાજનોને બહુ સંતોષ થયો અને ઠામ ઠામ આનંદોત્સવ વર્તાઇ રહ્યો

સુજ્ઞ વાચનાર! આ સાનંદાશ્ચર્ય ખબર કુટિલ ક્રૂરસિંહ તથા તેના પાપી આપ્તમંડળને કેવી લાગી હશે, તે વિચારવાનું તમનેજ સોપુંછું

# પ્રકરણ આડત્રીશમું.



## ભયંકર કાવત્રું.

રાત્રીનો સમય થયો છે; નિશાદેવીએ સર્વત્ર પોતાની છાયા ફેરવી દીધી છે; ખેરપુરના માર્ગો શૂનકાર પડી ગયા છે; આ વખતે એક વેરાન રસ્તાપર આવેલા જૂના ઘરમાં કંઈ ગડબડાટનો ભાસ થયો.

આ મકાન ત્રણ માળની સાધારણ બાંધણીનું હતું. બીજે મજલે દીવાનો ઉજાસ સારી પેઠે હતો. દિવાનખાનામાં પચાશેક માણસોની ટોળી કાંઈ ગુપ્ત સંકેત કરતી માલુમ પડે છે. એકઠા મળેલા માણસો ઉદાસ જણાતા હતા અને મુખાકૃતિ ઉપર સિહા (શ્યામ) રંગ પ્રસરી ગયો હતો. ઉંડા ગંભીર વિચારમાં તેઓ ગર્ક હતા.

વાંચનાર! એ કોણ? કુટિલ ક્રૂરસિંહ, તેના હજુરિયા, નારાજ થયેલા ભાયાતો, તથા રાજાના દૂરના સંબંધીઓ એકવાર એઓ ખટપટમાં નિષ્ફળ થતાં આજ બીજીવાર નશીબ અજમાવવા એકઠા થયા હતા. આ ચંડાળચોકડીનો અગ્રેસર મૂર્ખશિરોમણી રાજાનો સાળો હતો.

તે ઉભો થઈ બોલ્યો,–"ભાઈઓ! તમે જાણો છો કે આપણ અંહી શામાટે મળ્યા છીએ. ગઈ પરમના અને આજના અશુભ અથવા લોહીનું પાણી કરી નાખે એવા જે અમંગળ બનાવ બન્યા છે, તે તમોથી અજાણ્યું નથી. સોદા-

ગર વનવીરને નામે જે રાજાનો સાળો રણવીર જાહેર થયો છે, તેને માટે રચેલા પ્રપંચનો ભોગ આપણા અધ્યક્ષ મહારાજ મોતીસિંહ થઈ પડ્યા. એ ઘણુ અવળુ ઉતર્યુ ને આપણુ ધાર્યુ ધૂળ મળ્યુ આપણી સઘળી મહેનત પાણીમા ગઈ તો ગઈ, પણ તેને માટે ખોદેલા ખાડામાં આપણેજ હોમાયા!! ભાઇઓ! વધારે ખરાબી તો એ થઇ કે કુમારશ્રી મોતીસિંહ પાસેના ખાનગી અને આપણી ખાસ મસલતના કાગળપત્રો સર્વે મહારાજને હાથ ગયા! એ કિમતી દસ્તાવેજોમાં કેટલીક જગ્યાએ આપણા નામ પણ છે આપણા પૂરા ભોગ મળ્યા આપણે સજ્જડ સપડાયા છીએ. આજે નહિ તો કાલે આપણે સહુ અવશ્ય પકડાશું અને ફજેત થઇ માર્યા જઈશું વધુ વિચાર કરવાનો હવે જરા પણ વખત નથી શત્રુઓ સબળ છે, એટલુજ નહિ પણ આપણુ સૈન્ય સુદ્ધા તેને તાબે છે આટલુ છતા મ્હારે કહેવુ જોઈયે કે ભયથી આપણે બિલકુલ ડરવાનુ નથી આપણી ચાલાકી અને પ્રપચ આગળ તેઓ તુચ્છ છે તેઓ કોઇ કાળે આપણી સામે ફાવવાના નથી મને ખાત્રી છે કે આપણો જય જાહેર છે. કરવાનું કાર્ય હવે આપણે વગર વિલંબે કરવા માંડવુ, ઢીલ કરવી નકામી છે"

દશ–બાર જણ ભેગા બોલી ઉઠ્યા,–"બરાબર બરાબર!" કેસરસિંહે આગળ ચલાવ્યુ,–"ભાઇઓ! સાભળો સાભળો. હવે રાજા કોઈપણ પ્રકારે આપણા સપાટામા આવે તેમ નથી અહાહાહા! તેને કબ્જે કરવાનુ જે મહા મોટુ સાધન,

તે દુનિયાંથી દૂર થઇ અંધારા કારાગૃહમાં છે. તે કેવળદેવીને દુષ્ટ રાજાએ હમેશને માટે દૂર કરી છે. હવે કોઈપણ રીતે રાજા સપડાય તેમ નથી; પરંતુ એક ઉપાય રહ્યો છે. હું ધારૂં છું કે જરૂર તેમાં આપણે ફતેહ પામશું. ભાઇઓ–" વળી વચ્ચે કેટલાક બોલી ઉઠયા,–"શો ઉપાય! શો ઉપાય?"

ક્રૂરસિંહ–"મિત્રો! ધીરજ ધરો. ધ્યાન દઈ સાંભળો. હાલ દર સોમવારે રાત્રીના નવને સુમારે મહારાજ પોતે હરિહરેશ્વરમાં દર્શન કરવા જાય છે. બે ચોપદાર અને બે ઘોડાવાળા સિવાય સાથે કોઇ હોતું નથી. હું ધારૂં છું કે આપણે દશ-બાર માણસોએ, વચ્ચે આવતા બ્રહ્મારણ્યમાં ઉભા રહેવું; ગાડી આવે કે તુરત હુલ્લડાઇથી રાજાને કેદ પકડી,સ્નેહી સૂરજમલ્લના સૂર્યપુર ગામમાં લઈ જવો; અને **વીરગઢથી મોતીસિંહને** મુક્ત કરાવી, અહીં રાજ્યગાદીએ બેસાડવા. આથી આપણી સત્તા જામશે ને શત્રુઓ પૂરા થશે. સિવાય શહેરની આસપાસ ભાયાતોનું લશ્કર ફરતું રાખવું, કે જે કામ પડે તૈયાર રહે. કહો તમારો શો વિચાર છે?"

પાંચ-સાત જણા બોલી ઉઠયા,–"બરોબર છે બરોબર, એમજ થવું જોઇયે."

સઘળાઓએ હર્ષના ઉદ્દગારો કહાડી, ક્રૂરસિંહને માન આપ્યું અને "જય જય થાઓ, જય જય થાઓ" કહ્યું. કેટલાકોએ વળી મળતા વિશેકો કહી વાતને ટેકો આપ્યો. પછી ધારેલાં કાર્યમાટે દશ માણસો પસંદ કર્યા. ક્રૂરસિંહની

સાથે જવાને તેઓ તૈયાર થયા અને આગેવાન દાખલ સુરસિંહ, કેદારસિંહ તથા જોરાવરસિંહને ઠરાવ્યા

સોમવારે રાતના સાતને સુમારે ખેરપુરના પશ્ચિમ દરવાજા બહાર વિશ્વેશ્વરબાગમાં ક્રૂરસિંહે મળતિયા કાવત્રાખોરોને મળવાનો સંકેત કર્યો. ફરીથી ક્રૂરસિંહ તથા મોતીસિંહનો જય બોલાવી સર્વે છૂટા પડ્યા. આમાંથી બે મનુષ્યો રાજમહેલ પાસે ગયા



# પ્રકરણ ઓગણચાળીશમું.

## માણસ ધારે છે શું ને ઈશ્વર કરેછે શું ?



આજે સોમવાર છે. સ્હવારમાં ઘણા જરૂરી બનાવો બનવાના હોય અને કાંઈ મ્હોટા ફેરફાર થવાના હોય એવો રંગ, પ્રભાતથીજ જામી રહ્યો છે. ધડપકડ ચાલે છે; કેટલાક ભાયાતો, રાજાના કેટલાક પિત્રાઇઓ, કેટલાક જૂના અમલદારો અને કેટલાક સદ્દગૃહસ્થ શ્રીમાનો, રાજદ્રોહ કરવા માટે પકડાયા છે.

આખા ખેરપુરમાં કોલાહલ થઈ રહ્યો. સઘળાંનું શું પરિણામ આવે છે, તે માટે લોકો આતુર રહ્યાં. આજે કોઇ મહાભારત ઉથલપાથલ થવાની હોય એમ લાગે છે. ચિંતા અને ઉદાસીનતાએ કેટલાકને મ્લાનમુખ બનાવ્યા છે. સુલેહ–શાંતિમાટે સત્તાધીશોએ શહેરમાં સૈન્ય ફરતું રાખ્યું છે. આ સર્વ દેખાવ લોકદૃષ્ટિયે સાવધતા અને ભવિષ્યમાટે આતુરતાનું ભયાનક રૂપ બતાવે છે.

* * * * * *

રાત્રીએ નવનો અમલ થયો. સઘળું સૂમસામ થઈ ગયું. આ વખતે ગામબહાર ચાર માઇલપર બ્રહ્મારણ્યના ઘીચ ઝાડીવાળા વનમાં, દશ માણસની ન્હાની ટોળી છૂપાઇને કોઈની રાહ જોતી બેઠી છે. ઘણે દૂરથી તારાના જેવો ચળકાટ આવ્યો. થોડીવારે ક્રમે ક્રમે તે પાસે આવવા લાગ્યો ને મ્હોટો થયો. થોડીવારે લગાર ગાડીનો ખડખડાટ સંભળાયો.

ધારેલો શિકાર સમીપ આવતો જોઇ, આતુર થઈ ઉભેલી ટોળીના ઉપરીએ હુકમ કર્યો,—"બંદુક ભરી તૈયાર રહો"

ઠરાવ પ્રમાણે સઘળા ગોઠવાઈ ઉભા બે જણ ગાડાની પેઠે રસ્તામાં ફરવા લાગ્યા અને બાકીના ઝાડીમાં સંતાયા

જણાયેલો ચળકાટ ગાડીની આગળ દોડતા ઘોડેસ્વારે પકડેલી મસાલનો હતો પાપી ટોળીએ શિકાર બરાબર સપડાયલો ધારી, મનોરથોના મહેલ ચણવા માંડ્યા ગાડી વધારે પાસે આવી

આ દશ માણસની ટોળી, કાવત્રાખોર ક્રૂરસિંહની હતી, અને જે બે મનુષ્ય અબુદ્ધ જેવા રસ્તામાં ભમતા હતા તે કેદારસિંહ અને જોરાવરસિંહ નામે ભાયાતો હતા

ક્રૂરસિંહ અને શૂરસિંહને મૂકી ગાડી આગળ વધી આગળ દોડતો સ્વાર જોરાવરસિંહ સાથે ઓચિંતો અથડાયો એકદમ એક ગુલાટી ખાધી, પણ બીજીજ પળે છેડાયેલા સિંહની પેઠે સ્વારપર ધસ્યો અને તેને નીચે પાડી, મસાલ બૂજવી નાખી રાવત ચેતી ગયો વાહન પાછું વાળવાની કોશેશ કરી, પણ જરા વાર લાગી હાથમાં ભરી રાખેલી બંદુક સાથે કેદારસિંહ તથા બીજા બે જણ, પાસેના અશ્વપાળ ઉપર બંદુક તાકીને ગાડીપર ચડી ગયા તેઓ જરાપણ સામે થયા નહિ બીજા બે માણસોએ ગાડીપર ઉભેલા ચોપદારોને એજ પ્રમાણે કબ્જે કરી, ઉપર બેઠેલાને નીચે ઉતારીને પોતે બેઠા આગળના ઘોડાપર જોરાવરસિંહ સવાર થયો ઘોડે ચડેલા ક્રૂરસિંહ અને શૂરસિંહ

ભરેલી બંદુકોસાથે ગાડીનાં દ્વાર આગળ આવ્યા અને રાજાને ધમકી આપી કહ્યું,—"જો સામો નહિ થાય તો જીવતો જવા દઇશું અને સારી રીતે રાખશું; પણ જો બૂમ પાડી ચું ચાં કરી તો રામશરણ પહોંચાડી દઇશું."

રાજાની હિંમતથી સારી પેઠે વાકેફગાર થયેલા ક્રૂરસિંહ તથા શૂરસિંહે ધાર્યા કરતાં ઉલટુંજ સાંભળ્યું,—"ગૃહસ્થો! તમે કહો તેમ કરૂં, પણ મને ઇજા નહિ કરશો. તમે જ્યાં લઈ જશો ત્યાં હું આવીશ."

ક્રૂરસિંહે રસ્તા તરફ નજર કરી અને ધાર્યું પાર પડેલું જોયું તેથી ગાડી હાંકી. ઘોડેસ્વારો ક્રૂરસિંહ અને શૂરસિંહ ગાડીના દરવાજા પાસે ચાલવા લાગ્યા. આ પ્રસંગ કાવત્રાંખોરને અનુકૂલ થઇ પડયો.

ગાડી ઝપાટાબંધ થોડે આગળ ચાલ્યા પછી કાંટા, ઝાંખરાં, પથ્થર, માટી અને લાકડાંથી માર્ગ બંધ માલુમ પડયો. આથી રસ્તો ફેરવવાની જરૂર પડી.

આગળ ઘોડેસ્વાર થયેલ જોરાવરસિંહને, અંધારા માર્ગમાં માણસો હોય એવો ભાસ થયો. પણ સ્વપ્નવત્ લાગ્યું અને ગાડી ઝડપથી દોડી. હયનો હણહણાટ અને મ્યાનમાંથી તલવારો નીકળતી હોય તેવો ખણખણાટ સંભળાયો; પણ તેને ઘુઘવાતા પવનવડે પાંદડાંઓનો ખડખડાટ જાણી આગળ ધસ્યા. જતાં જતાં રસ્તામાં જ્યાં બે માર્ગ જુદા પડતા હતા, ત્યાં સામસામી એક દીવાલ ચણી લીધી હોય

એવુ દેખાયુ તેઓએ ધાર્યું કે 'આ તે શુ થાય છે' આગળ દોડતા જોરાવરસિંહે ગાડી થોભાવી અને પાછી ફેરવવા કહી પોતાનો અશ્વ આગળ કર્યો પરન્તુ ત્યા પણ એવીજ દીવાલ આગળને આગળ આવતી જોઈ એથી ચમક્યો એટલામા ક્રૂરસિંહ તથા શૂરસિંહને બૂમો પાડતા સાંભળ્યા,—"દગો! દગો! મુવા! ઠાર! દગો!! ઘેરાયા છીએ! ન્હાસો ન્હાસો!"

જલદી દરવાજો મૂકી બેઉ જીવ લઇ નાઠા ને ઝાડીમા અદ્રશ્ય થઇ ગયા જોરાવરસિંહે આસપાસ નજર ફેંકી તો ફરતી ચોમેર દીવાલોજ દીવાલો!

જોરાવરસિંહ અને બીજા ગાડી ઉપર હોવાથી ન્હાસી શક્યા નહિ ચો તરફ દીવાળ પાસે ને પાસે ધસ્તી આવતી જોઈ! ઘણી નજદીક આવી ત્યારે તો ઘોડેસ્વાર પલટણની ટુકડી છે, એમ જોરાવરે જાણ્યુ ન્હાસવાનો કઇ ઉપાય રહ્યો નહિ, તેથી વચ્ચેથીજ નીકળી જવા નિશ્ચય કર્યા

બે હાથમા પિસ્તોલ ને માથુ નીચુ કરી ઘોડાને આગળ વધાર્યો દશ કદમ આગળ ચાલ્યો નહિ, તેટલામા સામેથી અવાજ આવ્યો અને એક ગોળી ઘોડાના માથામા લાગી ઘોડો ઘાયલ થઇ નીચે પડયો તુરતજ દશ સ્વારો તેપર તુટી પડ્યા તેણે બદુકનો એક બાર કર્યો અને બીજી પોતાના માથા સામી તાકી, પણ ધાર્યું પાર પડે તે અગાઉ હાથમાંથી બદુક ખેચી ગાડીપાસે ઘસડી ગયા આટલામાં વળી બાર

સ્વારો ક્રૂરસિંહને ઘસડતા ઘસડતા સુસ્કેતાટ બાંધી, ગાડી આગળ લાવ્યા. મશાલ સળગાવી. રાજા ગાડીમાંથી નીચે ઉતર્યો અને તેઓ રાજાને બદલે પોતાના મળતિયા વીરસિંહને જોઇ વિસ્મય થયા.

તેઓ બધો ભેદ કળી ગયા અને ક્રૂરસિંહને ખાત્રી થઇ કે—"અમારી ખાનગી ખબરો બહાર પાડનાર આ વીરસિંહજ છે." મનમાં તેના પ્રત્યે ઘણો કોપ પ્રગટ્યો, પણ સમય જોઇ સમાવ્યો. કેમકે હમણાં તે તદ્દન નિરાધાર હતો.

ક્રૂરસિંહ, શૂરસિંહ, જોરાવરસિંહ અને કેદારસિંહને ગાડીમાં નાખ્યા; અને બાકીનાઓને પગે ચલાવતા આજુબાજુ ઘોડેસ્વારોથી ઘેરાયલી ગાડી આગળ વધી. સૂર્યોદય થતાં પહેલાં સર્વે વીરગઢ જઇ પહોંચ્યા.



# પ્રકરણ ચાળીશમું.

## પાપીઓનો પરાજય.



પેલા ભયાનક બનાવને બીજે દિવસે સ્હવાર થતાંજ આખા ખેરપુરમાં આ ખબર ફેલાઈ ગઇ લોકો ઉત્સાહપૂર્વક ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યા રાજદ્રોહીઓની તપાસ બપોરે રાજમહેલમાં અધખારણે ચાલવાની હતી, જેનું પરિણામ શું આવે છે, તે જાણવાને પ્રજા અતિ આતુર થઈ

બપોરે રાજ્યમંદિરના ભવ્ય દિવાનખાનામાં હરિહરસિંહ, રણુવીરસિંહ અને પ્રતાપસિંહ કાંઈ ગુપ્ત વાતચીતમાં હતા, એટલામાં જજીરથી જકડી લીધેલા ક્રૂરસિંહને હડસેલતા ચાર સિપાઇઓ આવ્યા

રાજા એકદમ ક્રોધાવેશે ઉઠયો ને ક્રૂરસિંહને લાત મારી બોલ્યો,–" ધિક્કાર છે દુષ્ટ ! તારા જીવતરને ! ચંડાળ ! નીચ ! મે તારાપર વિશ્વાસ મૂકયો, સર્વ રાજકાજ તારા હાથમાં સોપ્યું અને મ્હોટી પદવીએ ચ્હડાવ્યો હાય ! તે વખતે મેં નહોતું જાણ્યું કે તું આવો ખળ અને કૃતઘ્ની છુ ઓ પાપી ! ઉપકારનો બદલો તેં કેવો આપ્યો ? તારા તુચ્છ વિકારને તૃપ્ત કરવાની ઇચ્છામાં તેં મ્હારો નાશ કર-

વાનું પગલું ભર્યું ? ! મ્હારી રંક રૈયતને રંજાડી, આખું રાજ્ય ધૂળધાણી કરી નાખ્યું. નિર્લજ! શરમ છે તુંને. તેં રજપૂતના નામને કાળો ડાઘ લગાડ્યો. કુલાંગાર! તું શુદ્ધ ક્ષત્રીય બીજ હોય તે માટે પણ મને સંદેહ ઉપજે છે. ખરો ક્ષત્રીપુત્ર કદી આવી ચાલ ચલાવે નહિ. તેં તારી બદનિષ્ઠા પાર પાડવા મ્હારી પ્રાણપ્રિય નિર્દોષ પત્નીને કારાગૃહમાં કેદ પૂરાવી. તારા પ્રપંચો અને નીચ કૃત્યનો પાર નથી. ઓ અધમ! નરપિશાચ! તું આટલેથી ન ધરાયો ને તેં મ્હારા કુમાર સૂર્યકાન્તને કાપી નાખવાની તજવીજ કરી! પણ મ્હારાં ઘણાં અહોભાગ્ય અને ઇશ્વરની પૂર્ણ દયા કે દાસી રત્ની અને માનવંત પ્રતાપસિંહના પ્રયાસે તે બચી શક્યો છે. તારા ગુનાહ ઘણા ગંભીર અને પારવિનાના છે. હું તેનેમાટે તને જે શિક્ષા કરૂં તે ઓછી છે. તેં મ્હારી કીર્ત્તિને કલંક લગાડ્યું. તારે લીધે મ્હારાપર ઘણા શત્રુઓ ઉભા થયા છે. હાય! ધિક્કાર છે મને કે મેં ખરાં-ખોટાંની પરીક્ષા પણ ન કરી. ચંડાળ! મેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે તું આવો અધમમાં અધમ ને દુષ્ટમાં દુષ્ટ છો. હું તને મ્હારો ખરો હિતેચ્છુ સમજતો હતો; પણ મેં તેમાં જેવી તેવી ભૂલ કરી નથી. તેં મને સજ્જડ થાપ આપી છે. વ્હાલા રણવીરે મને જ્યારે મહા મહેનતે સુધાર્યો, ત્યારે ઓ દુષ્ટ! તે તારાથી ખમાયું નહિ. જ્યારે તેં ધાર્યું કે હું ફરી તારા ફંદમાં નહિ ફસું, ત્યારે તેં વિચિત્ર કાવત્રાં રચવા માંડ્યાં. લાયક રણવીરનું સૂળ કાઢી, મને ઠાર કરી

મોતીસિંહને ગાદીએ સ્થાપવાના ઘણા કુભાંડો તેં કર્યાં અને નેમા મૂઢ શૂરસિંહ, કેદારસિંહ અને જોરાવરસિંહ જેવા કમ અક્કલ ભાયાતોને તેં ભભેર્યાં હવે તુ જાણતો હઈશ કે એ સઘળા કેવા હાલે વીરગઢના કાળા કારાગૃહમા પડેલા છે આ સઘળી તારી કારકીર્દીનો કાંઈક તો વિચાર કર ! આ શૂર અને ચતુર રણવીરની મને મદદ ન હોત તો તારા અનર્થો, કેવુ ભયાનક રૂપ પકડત અને મ્હારી, મ્હારા કુટુંબની, મ્હારા મિત્રોની, મ્હારી પ્રજાની અને ટુકામા કહુ તો મ્હારા આખા દેશની કેવી દુર્દશા થાત ? ! પણ તારૂં ધાર્યું અંતે ધૂળ મળ્યુ અને સત્યનો જય થયો છે તારા દુષ્કર્મોનુ વિવેચન કરતા પણ મને ત્રાસ ઉપજે છે, માટે ચાલ કરણીનુ ફળ ભોગવવા તૈયાર થા ”

પ્રતાપસિંહ તરફ જોઈને,–“ તમે આ દુષ્ટને વીરગઢ મોકલો અને તેના સૌથી ઉંડા, અંધારા ભોંયરામા એકદમ ઉતારી મૂકો એને ખાવાનુ આપવાની જરૂર નથી ખાધા-પીધામા, એલ એલવામા અને ખરાબી કરવામા એણે કશી ઉણપ રાખી નથી ભૂખે મરતો, પાપોનો પસ્તાવો કરતો રીબાઈ રીબાઇને જમને દ્વારે એને જવા દ્યો બસ, સિપાઈઓ એ પાપમૂર્ત્તિને મ્હારી નજરથી દૂર કરો ”

હુકમ સાંભળતા ક્રૂરસિંહના રૂવાડા ઉભા થયાં, આખુ અંગ પાદડાંની પેઠે કપવા લાગ્યુ ને ઘણો કમકમ્યો લથ ડતે અવાજે ને ધીમે સાદે રડતો રડતો બોલ્યો,–“કૃપાનાથ ! મહારાજા સાહેબ ! રહેમ કરો મને માફ કરો ”

હરિહરસિંહે કશો ઉત્તર આપ્યો નહિ, પણ સિપાઇઓને ફરીથી તાકીદ કરતાં ભુંડે હાલે ક્રૂરસિંહને ઘસડી ગયા. આ રીતે પાપીને તેનાં પાપકર્મનો યોગ્ય બદલો મળ્યો; કેમકે પાપકર્મનું ફળ મોડું-વહેલું પણ મળ્યાવગર રહેતું નથી કહ્યું કે,—

त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिःपक्षैस्त्रिभिर्दिनैः ।
अत्युत्कटैः पुण्यपापैरिहैव फलमश्नुते ॥ १ ॥*



*( ગીતિ. )
ત્રણ વર્ષે ત્રણ માસે, ત્રણ પક્ષે કે પછી ત્રણે વાસે;
પુણ્ય પાપ અતિશયનાં, ફળ નિશ્ચય તો અહીં મળી જશે. ૧.

રા० મા०

# પ્રકરણ એકતાળીશમું.

## સરહદપર યુદ્ધ–હરિહરનો વિજય



ઉપલા બનાવો બન્યાને આજ ચાર મહિના થવા આવ્યા. બેરપુરમાં હવે આગલો જુલમ નાશ પામ્યો છે અને નિષ્કંટક–રામરાજ્ય જણાય છે લૂટ, ચોરી, અનીતિ અને એવા અનેક ભયો નાશ પામતા સઘળે સુખશાંતિ પ્રસરી રહી છે રાજ્ય આરસ હતું તેનુ આબાદ થતા સઘળા લોકો સુખી છે ઉદાસીનતા ટળી સર્વેના મન ઉત્સાહથી પ્રફુલ્લિત જણાય છે. વ્યાપાર ધમધોકાર ચાલી રહ્યો છે, તેમજ અદલ કાર્યભારથી રાજ્ય પાછુ આબાદીપર આવ્યુ છે.

એટલામા બૂમ ઉઠી કે,–'રણધીરસિંહ યવનસૈન્ય સાથે પાછો વેર લેવા આવે છે'' આથી લોકોનો ઉત્સાહ ભાગી પડ્યો, બેચેની ફેલાઈ અને પ્રજા બિચારી પાછી ન્હાસભાગ કરવા લાગી થોડા દિવસમા શહેરોના શહેરો અને ગામોના ગામો અરણ્ય જેવા ઉજડ થઇ ગયા

આ વખતે આ ખબરથી રાજા હરિહર પણ અજાણ્યો ન હોતો તેણે જલદીથી યુદ્ધની સર્વ સામગ્રી તૈયાર કરી મ્હોટુ સૈન્ય એકઠુ કર્યું વીર રણવીર અને વૃદ્ધ પ્રતાપને સાથે લઈ શત્રુદળ પોતાના રાજ્યમા આવી ખગળી કરે તે

પહેલાં સરહદ ઉપરથી તેમને પાછા વાળવા સૈન્ય સહિત આગળ વધ્યો. આ વખતનું હરિહરનું લશ્કર આગળના જેવું વિષયી, મોજીલું કે આળસુ નહોતું; પણ વીરનરોથી ભરપુર અને કવાયદ પામેલું હતું.

શૂર રજપૂતસૈન્ય ગર્જના કરતું, હોકારા દેતું અને "હરિહરસિંહની જય" પોકારતું, ઉલટભેર આગળ વધ્યું; અને રાતદિવસ કૂચ કરીને બારમે દિવસે ભૈરપુરની સરહદપર પડાવ નાખ્યો.

આ સરહદને કુદરતે જાણે રણથી જૂદી પાડી હોય એમ લાગતું હતું. સરહદ ઉપર આકાશ પ્રત્યે ડોકિયાં કરતા ઉંચા ઉંચા પહાડોની હારો આવી રહી હતી. દુશ્મનોને આવવાનો માર્ગ બે પહાડોની ખીણમાં થઈને હતો, જે ખીણ તથા પર્વતો ઘીચ જંગલથી ઘેરાયેલાં હતાં. એની ઉપરના ભાગમાં તથા પહાડોની બખોલમાંની ઘાટી ઘટામાં હરિહરસિંહે પોતાના સૈન્યનો કેટલોક ભાગ છૂપાવ્યો અને બાકીનું સૈન્ય બરોબર ગોઠવી, શત્રુની વાટ જોતું સામે માર્ગે ઉભું રાખ્યું. વળી ઝાડીમાં રાખેલ સૈન્યને એવી સૂચના આપી કે, અરિદળ રજપૂતસૈન્ય ઉપર આવે કે તુરત પાછળથી ઓચિંતો હલ્લો કરવો.

બે દિવસ સુધી રજપૂતલશ્કર શત્રુની રાહ જોતું ત્યાંજ પડ્યું રહ્યું. ત્રીજે દિવસ પરોઢિયામાં તેઓએ છેટેથી ધૂળ ઉડતી જોઈ ધાર્યું કે,–'શત્રુદળ આવે છે.' પછી લડવાને સજ્જ થયા. આ વખતે વિજયની આશાએ હરિહરસિંહ

ઘોડે ચ્હડયો અને હાથમા ખુલ્લી તલવાર લઈ જુસ્સાથી સૈન્યને મોખરે ઉભો. જમણે પડખે રણવીર અને ડાબી બાજુએ પ્રતાપસિંહ હતા તેઓની આંખો પણ જુસ્સાથી લાલચોળ થઈ ગઈ હતી સઘળી તૈયારી બરાબર થઇ ને રજપૂતસૈન્ય સજ્જ થઈ ઉભું, એટલામા તુર્કસૈન્ય ધમાધમ સુસવાટ કરતું આવી પહોચ્યુ

તુર્કો પણ તૈયારજ હતા. રજપૂતસૈન્યને અડગ ઉભેલુ જોઈ તેઓ પણ તેમના ઉપર હલ્લો લઇ જવાને અધિરા બની ગયા. રજપૂતોને હિમતથી કોટની પેઠે સામે ઉભેલા જોઇ રણધીરસિંહ ઘોડો દોડાવતો મોખરે આવ્યો, ને એટલામા રજપૂતસૈન્ય ખુલ્લી સમશેરે 'હરહર મહાદેવ' કરતુ તુર્ક સૈન્યપર એકદમ તુટી પડયુ આ જોઇ યવન સૈન્ય 'દીન દીન, અલાહી અકબર' પોકારતુ તેવાજ જુસ્સાથી સામે ધસ્યુ.

રજપૂતોએ 'મારવુ કે મરવુ' એવા નિશ્ચયથી તુર્કોનો ભેટો લીધો યુદ્ધ ખૂબ જુસ્સાથી ચાલ્યુ ને લોહીની નીકો વહી રાજા હરિહરે છેડાઇને શત્રુની હરોલ કાપી નાખવાને ખૂબ જુસ્સાથી હલ્લો કર્યો. આ હુમલો નિષ્ફલ થતા હરિહરસિંહ વધારે જોશપર આવ્યો ને ક્ષત્રીઓ જુસ્સાથી બીજો હુલ્લો લઈ ગયા રાજા ઘણી બહાદુરથી લડવા લાગ્યો એટલામા રજપૂતોની બાજુ નમતી જણાઇ. આ જોઇ વીર રણવીર ઘોડાને એડ મારી "જય જય"નો નાદ કરતો "આવો,-મ્હારી પાછળ આવો!" એમ

પોકારતો બળવાન્ કેસરીની પેઠે યવનના દળમાં ધસ્યો અને જેમ ઘાસ કાપે તેમ શત્રુને કાપતો ચાલ્યો.

રણવીરને જોખમમાં પડેલો જોઈ હરિહર અને પ્રતાપે ક્ષત્રિય સૈન્યને ઉશ્કેરી, શત્રુઉપર ઘણા જુસ્સાથી હલ્લો કર્યો; અને તેમને કાપતા આગળ વધ્યા. વીજળીના ચમકારાની પેઠે તેમની ચળકતી તલવારો પાસે ઘણા યવનો ધૂળ ફાકતા પડ્યા! રજપૂતો ઘણીજ બહાદુરીથી લડવા લાગ્યા; તેમ યવનસૈન્યે પણ બળ બતાવવામાં બાકી રાખ્યું નહિ. બે ઘડી ખૂબ યુદ્ધ ચાલ્યું, પણ ઉભય પક્ષમાંથી કોઇએ પણ નમી આપ્યું નહિ. મુડદાંઓના ઢગના ઢગ થવા લાગ્યા! લોહીની નદીઓ વહેવા લાગી! ઘાયલોના પોકારો, વીર પુરુષના નાદો, માર મારના હોકારા, બંદુકના અવાજો, તલવારોના ખણખણાટ અને અશ્વોના ખોંખારાથી રણક્ષેત્રનો રંગ કાંઈ જુદાજ પ્રકારનો થઈ પડ્યો.

આગળ ધસતો રણવીર દુશ્મનોથી ઘેરાઈ ગયો. તુર્કોએ તેને મારવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ ઘણી કુશળતાથી તે તેમના ઘા સંભાળી લેતો અને પોતાપર ઘા કરનારને પલકવારમાં પટકી પાડતો. તેનાપર જે એક ઘા કરતો તે બીજી પળે ઠાર થયેલો માલમ પડતો, એવું તેનું બાહુબળ હતું.

આ પ્રમાણે ખરો રણજંગ જામ્યો; એટલામાં તુર્કસૈન્ય બેઉ બાજુથી અંદર દબાતું ચાલ્યું. તેમનામાં "દગો! દગો! માર્યા! માર્યા! ન્હાસો ન્હાસો!!" એવા પોકારો

થવા લાગ્યા આખા તુર્કસૈન્યમાં ન્હાસભાગ અને ગડબડાટ મચી ગયો વીર રજપૂતો વધારે દૃઢ થઈ જુસ્સાથી શત્રુઓને કાપવા લાગ્યા આવી રીતે ચોમેરથી યવનો ઘેરાઈ ગયા તેઓને ઉગરવાનો હવે એકે ઉપાય રહ્યો નહિ સઘળે હાહાકાર વર્તાઈ રહ્યો ઘણા યવનો ગભરાયા ને ન્હાસવા લાગ્યા કોઈપણ પ્રકારે દૃઢતાથી ઉભા રહી યુદ્ધ કરે, એવી તેની સ્થિતિ રહી નહિ

રણધીરસિંહે તેમને થોભાવવાને ઘણીજ મહેનત કરી, ઘણી ધમકી આપી અને ઘણા તીક્ષ્ણ શબ્દો કહ્યા, પણ તે વ્યર્થ પોતે જીત કરી પિતાનું સપૂર્ણ વેર લેવાની જે આશાએ આવ્યો હતો, તે આશા નષ્ટ થાયતા નિરાશ થયો એટલામા રણવીર તેના અગાગ ધસી આવ્યો અને પડકારી પોતાની સાથે દ્વદ્વ યુદ્ધ કરવા ઉશ્કેર્યો તે રણવીરની સામે થયો અને એ બેઉ યોદ્ધાઓ પૂર જુસ્સાથી શસ્ત્રો ચલાવવા લાગ્યા એટલામા રાજા હરિહર તથા વૃદ્ધ પ્રતાપ આવી પહોંચ્યા અને યુદ્ધ જોતા ઉભા રહ્યા. આ બન્ને બહાદુરો એક બીજાથી હઠે તેવા નહોતા યુદ્ધ આશરે એક કલાકસુધી ચાલ્યુ એટલામા પૂર ઉમેદનો ભર્યો સુતાન રણધીર, રણવીરની અસીનો ભોગ થઈ પડ્યો

આ જોઈ તુર્કો તદ્દન હિંમત છોડી ગયા અને પીઠ ફેરવી પલાયન કરવા લાગ્યા પછી રજપૂતો પાછળ ધસ્યા જેણે હથિયાર મૂક્યા તેને કેદ કર્યા અને જે સામા થયા તેમને કાપી, વિજય ઘોષ કરતુ રજપૂતસૈન્ય પાછુ ફર્યુ આવી

રીતે ખેરપુર લૂટવાની અને તેની ગરીબ પ્રજાને રંજાડવાની આશામાં થોડીવાર ઉપર પૂર ઉમેદમાં આવેલું સૈન્ય ધૂળધાણી થઈ ગયું. પોતાના પિતાનું વેર લેવાની આશામાં ઉમેદભર આવેલો રણધીરસિંહ માર્યો ગયો.

* * * * * * *

આવી રીતે તુર્કસૈન્યનો નાશ કરી, વિજયી ક્ષત્રીસૈન્ય "જય હરિહર! જય રણવીર" વગેરે વિજય ઘોષ ઉચ્ચરતું મ્હોટી ધામધુમથી ખેરપુરમાં આવી પહોંચ્યું. પ્રજાએ હર્ષના ઉદ્‌ગારોથી તથા નગરનારીઓએ પુષ્પવૃષ્ટિ કરી વિજયીસૈન્યને વધાવી લીધું. પ્રફુલ્લિત થઈ લોકો પાછા ગયા અને સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો.



# પ્રકરણ બેતાળીશમું.

## મહારાણીનો મેળાપ.



પરની વાતને લગભગ એક માસ વિતી ગયો તે પછી એકવાર સંધ્યાસમે ખેરપુરને પાદરે તણુ ગોઠવાયા છે, રાવટી–હહેરાઓ ખડા થયા છે, માણુસો દોડાદોડ કરી રહ્યા છે, ગડબડાટ મચી રહ્યો છે અને મ્હોટી છાવણીમા હમણા તુરતજ પડાવ પડ્યો હોય, એવી ધામધુમ ચાલી રહી છે આ જોવાને લોકો પણ ઘણા એકઠા થયા છે જોનારના મ્હેરાપર કુદરતી આનંદ ઝળકી રહ્યો છે ને સર્વ પૂર્ણ ઉલ્લાસમા આવી ગયા છે લોકોની ઠઠ એટલી જામી છે કે જાણે આખુ ગામ અહીજ આવીને ઉભુ હોય નહિ !

સૂર્યાસ્ત થવા આવ્યો, એટલામા રાજા હરિહરસિંહની સ્વારી મ્હોટી ધામધુમથી બહાર આવી તેનો દેખાવ ઘણોજ ભવ્ય હતો ધ્વજા-પતાકા ફરકી રહ્યા હતા, તેમજ ઢોલ, ત્રામા, શરણાઈ વગેરે વાજીત્રોના નાદોથી ગગનમંડળ ગાજી રહ્યુ હતુ ઘોડાઓ ખોંખારા મારી રહ્યા હતા. સૈનિકો ઉત્સાહ ભર્યા ચાલતા હતા, સવળાઓએ કસબના શોભિતા પોશાક પહેર્યા હતા, અને શણગારેલા મ્હોટા

ગજરાજઉપર મૂલ્યવાન્ પોશાક પહેરી, મહારાજ અને રણુવીર બિરાજ્યા હતા. તેની પાસેના જરીદાર ઝૂલ નાખેલા ઘોડાઉપર વૃદ્ધ પ્રતાપસિંહ શ્વેત વસ્ત્ર પહેરી પ્રફુલ્લિત ચ્હેરે બેઠેલો હતો. રાજા અને રણુવીર પણ હર્ષથી પ્રફુલ્લ દેખાતા હતા. સ્વારી શહેર બહાર આવી કે એકઠાં થયેલાં લોકોએ જય જયકારના શબ્દોથી માન આપ્યું. પછી સર્વ છાવણીમાં આવ્યા.

આ લશ્કરી છાવણી નેપાળના મહારાજા ઉદયરત્નની હતી. રણુવીરે તેની કને મિથિલાપુરીના રક્ષણાર્થે લશ્કરી મદદ માગી હતી અને પોતાની માનવંત માતુશ્રી મંદોદરીને ખેરપુર બોલાવી હતી. નેપાળાધીશે પોતાના પાટવી પુત્ર વીરભદ્રની સરદારી નીચે મોટું સૈન્ય મોકલ્યું હતું અને તેમાં રાજમાતા મંદોદરીને પણ પૂરતાં સન્માનસહિત મોકલી હતી. આ છાવણી બીજા કોઇની નહિ પણ તે સૈન્યનીજ હતી. છાવણીમાંથી વીરભદ્ર મ્હોટા સરદારો સાથે માનપૂર્વક સ્વારીની સામે ગયો. સ્વારી ત્યાં આગળ આવી થોભી. હરિહર અને રણુવીર હાથીપરથી ઉતરી વીરભદ્રને અત્યંત ઉત્સાહથી ભેટ્યા. પછી પગે ચાલતા તેઓ તૈયાર કરેલા કીનખાબ તથા જરીના સુંદર તંબુમાં આવ્યા.

વૃદ્ધ મંદોદરી તેમની રાહ જોતી તંબુમાં બેઠી હતી. હરિહરે તેને માનપૂર્વક નમન કર્યું. રણુવીર પગે પડ્યો અને અત્યંત મમતાથી ભેટ્યો. મા-દીકરાનો પ્રેમાનંદ નેત્રોમાંથી ઉભરાઈ જતો હતો.

કેટલીક વાર સુધી તેઓએ સુખ-દુ ખની વાતો કરી મન ખાલી કર્યું હરિહરે પોતાના કૃત્યોની દીન વચને ક્ષમા માગી લાગણી દેખાડી. મંદોદરીએ ઉદાર દીલથી તેનુ સમાધાન કરી શાંતિ આપી

બાદ રાત્રી થતા મસાલો સળગાવવામા આવી. મંદોદરીને શણગારેલા સુશોભિત રથમા બેસાડી વાજતે ગાજતે સ્વારી છાવણીમાથી પાછી ફરી ખુશાલીમા બદુકોના બહાર કરવામા આવ્યા સૈનિકો પણ ઉલ્હાસમા આવી ગયા મસાલોના પ્રકાશથી ઘોડા, હાથી, રથ વગેરેપર નાખેલી સોનરીની ઝૂલો, તથા સિપાઇઓનાં સુદર વસ્ત્રો અને અસલદારોના કિંમતી વસ્ત્રો ઝળકતા હતા એક હાથીપર હરિહરસિંહ અને બીજા ઉપર વીરભદ્ર તથા રણવીર હતા સ્વારી શહેરમા રાજ્યમાર્ગે થઈ ચાલી રસ્તો મેદનીથી ભરપુર થઈ ગયો લોકો હર્ષનાદ કરવા લાગ્યા બારી, અગાશી અને છજામા સ્વારી જોવા ઉભેલી લલનાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગી. વાજતે ગાજતે સ્વારી મહેલમાં આવી પહોંચી હરિહર અને રણવીરની અબાડીઓ ફુલથી ભરાઈ ગઈ. મહેલમાથી મહારાણી ભાનુમતિ અને ચંપકમાલિની, મદોદરીને માન આપવા સામે આવ્યા વૃદ્ધ રાજમાતાને બન્નેએ ભાવસહિત નમન કર્યું ભાનુમતિ પોતાની માતુશ્રીને હર્ષસહિત ભેટી ને પરસ્પર અત્યાનદ દાખવ્યો બાલ કુમાર સૂર્યકાન્તને, વૃદ્ધ મંદોદરીએ અત્યત હર્ષસહિત કોટે વળગાડયો અને ચુબન કરી તૃપ્ત થઈ

# પ્રકરણ તેતાળીશમું.

## મિથિલાપુરીપર ચ્હડાઈ.



રાજમાતા મંદોદરી અને કુમાર વીરભદ્રને આજ ખેરપુર આવે લગભગ બે માસ થયા છે; મિથિલાપુરીપર ચ્હડાઈ લઇ જવાની ઉમેદથી સઘળી તૈયારી થઇ રહી છે; સુભટ્ટ પુરુષો ખેરપુરમાં ટીડાનાં ટોળાંની પેઠે ભરાયા છે; સૈન્યમાં નવા શૂરવીરોની ભરતી થાય છે; મહારાજ હરિહરે પોતાનું સર્વ સૈન્ય તૈયાર કર્યું છે; ખેરપુરના સર્વ ભાયાતો, જાગીરદારો વગેરે પોતપોતાનાં લશ્કર સાથે મદદ માટે આવ્યા છે. આમ આખું ખેરપુર લશ્કરી તૈયારીઓ અને ધામધુમથી ખળભળી રહ્યું છે. મિથિલાપુરીપર સ્વારી લઈ જવાની સર્વ સામગ્રીઓ તૈયાર થઈ છે. ખેરપુરથી નીકળવાનું મુહૂર્ત્ત રાજજોશીઓએ વિજયાદશમીનું નિર્ધાર્યું.

દશરાની સ્હવારે સ્વારી પૂર દમામથી વાજતે ગાજતે વીરઘોષ કરતી શ્હેર બહાર નીકળી. નેપાળીઓનું અને ખેરપુરનું સૈન્ય પણ ત્યાં એકઠું થયું. ચતુરાઇથી તેમની કવાયદ લેવાણી. રણસંગ્રામ જેવો આ ભવ્ય દેખાવ જોવાને નાગરિકોની મ્હોટી મેદની મેદાનમાં મળી હતી. કીડિયારાંની પેઠે મેદાન જનસમુદાયથી ભરચક થઈ રહ્યું.

મહારાજ હરિહરસિંહ યુદ્ધમાં ચ્હડનાર હોવાથી, પાછળ રાજ્યની સંભાળ રાખવાનુ કામ સુજ્ઞ સદ્‌ગૃહસ્થોની સભા નેમી, પ્રતાપસિંહને સોંપ્યુ હતુ સ્હવારે દશનો અમલ થતા સંયુક્ત સૈન્યે લોકોના હર્ષોદ્‌ગારો વચ્ચે કુચ કરવા માંડી

વાચનાર ! હવે આપણે લશ્કરને રવાના કરી, આપણુ લક્ષ વણેજ લાબે વખતે પાછું મિથિલા તરફ ફેરવીએ

❀ ❀ ❀ ❀ ❀ ❀ ❀

રાયપુરના બળવાન્ જયમનસિંહે મિથિલાનો કબ્જો લીધા પછી થોડા દિવસ તે ત્યા રહ્યો પોતાના વીરસેન નામના ભાયાતને સુબો નેમી, સર્વ સત્તા તેને સોંપીને પોતે પાછો રાયપુર ફર્યો આ વખતે રાયપુરનો સુબો પણ ત્યાજ હતો ગરીબ પ્રજાને ભારે કરના બોજાથી કચરી નાખવામા આવી હતી અસંખ્ય જુલમોથી તેમના દીલ દુભાયાં રહેતા અને આખા રાજ્યમા જ્યા જુઓ ત્યા અસંતોષ અને ઉદાસીનતા ફેલાઈ રહી હતી વિદેશી રાજ્યની ધોંસરી તળે દબાયેલી રૈયત છેક નિર્ધન થઈ ગઈ દુર્ભાગ્યે એકાદ વર્ષ જો વરસાદ ન વરશે તો હજારો લોકો ભૂખે મરી જાય અને આખા રાજ્યમા ભયાનક દુષ્કાળ પડે

આ પ્રમાણે એ હિણભાગી મુલક ઉપર રાજ્યના જુલમ સાથે જાણે કુદરતી કોપ પણ ઉતરી પડ્યો હોય, તેમ વારવાર બબ્બે ને ત્રણ ત્રણ વર્ષે દુષ્કાળ પડતો અને કોઇ કોઈ વાર મહામારી, કોગળિયુ વગેરે પ્રાણઘાતક રોગો ફાટી

નીકળતા ! સાથે વળી ઉપરી રાજ્યતરફથી પણ પ્રજા ઉપર ઘણો ત્રાસ વર્તાવવામાં આવતો. રૈયત ઉપર આ પ્રમાણે ભયંકર આફતો પડતી. દુષ્કાળ અને રોગોપદ્રવથી હજારો પશુઓ અને મનુષ્યોનો મરો થતો; પણ પ્રતિનિધિ રાજ્ય તરફથી તે સંબંધી બેદાદીને લીધે કંઇપણ ધ્યાન અપાતું નહોતું. આવી દુર્ભિક્ષ સ્થિતિમાંથી મિથિલાપુરીના દિવસો વ્યતીત થતા હતા. 'પોતાનો રાજા પાછો આવી વિદેશીઓને વિદાય કરે,' એવું પ્રજાજનો ઈશ્વર પાસે માગતા હતા. હવે પાછું પોતાનું રાજ્ય થશે એવી આશાએ અસહ્ય આપત્તિ સહન કરીને લોકો દિવસો ગાળવા લાગ્યા. તેમની સ્થિતિ ખરેખર દયાપાત્ર હતી.

'રણવીરસિંહ મ્હોટું સૈન્ય લઈ ચ્હઢી આવે છે' એ સાંભળી ધીરસેન યુદ્ધની તૈયારી કરવા સાવધ થયો. મદદ મોકલવા રાયપુર પાછું લખ્યું. થોડા દિવસમાં મુખ્ય સેનાપતિ સૂરસેન, મ્હોટું સૈન્ય લઈ તેની મદદે મિથિલાપુરી આવ્યો ને લડવાની તૈયારી ચાલી.

* * * * * * *

રાત-દિવસ કુચ કરતું નેપાળ અને ખેરપુરનું સંયુક્ત સૈન્ય, કુમાર રણવીરસિંહ, મહારાજા હરિહરસિંહ અને નેપાળના ટિલાત વીરભદ્ર તથા વીર સુભટો સાથે નજીક બે મહિને મિથિલાપુરીના રાજ્યને સિમાડે આવી પહોંચ્યું. "કુમાર રણવીરસિંહ આવે છે," એવી મિથિલાપુરીમાં

અફવા ફેલાઈ. અન્યાયી રાજ્યના પંજામાં દબાયેલી પ્રજામાં, તેમની અજ્ઞતાઈથી મુક્ત થવાની આશાએ, ઘણી ખુશાલી પથરાઈ. પ્રજા અંતઃકરણપૂર્વક ઇચ્છવા લાગી કે, 'રણવીરસિંહનો જય થાય ને જલદી સ્વતંત્ર રાજ્યના સર્વને સુખો મળે.'



# પ્રકરણ ચુંમાળીશમું.

## મિથિલાપુરીનું યુદ્ધ અને તેનો પુનરોદ્ધાર.

રણવીરસિંહનું સૈન્ય શહેરે શહેર અને ગામે ગામ જીત મેળવતું આગળ વધતું ગયું. ઠેકાણે ઠેકાણે લોકો ઉત્સાહથી આવકાર દેવા લાગ્યા; અને "રણવીરનો જય, રણવીરનો જય" એમ ઉચ્ચરવા લાગ્યા. શત્રુઓ કોઈ કોઈ ઠેકાણે સામે થયા, પણ તેમનું બળ ટકી શક્યું નહિ. જીત મેળવતાં રણવીરસિહને ઝાઝી મહેનત પડી નહિ. પંદર દિવસે તેનું લશ્કર વીરસ્થાનના પહેલા ડુંગરાઉ કિલ્લાપાસે આવી પહોંચ્યું.

કિલ્લાના બચાવમાટે ન્હાનું લશ્કર રાખવામાં આવ્યું હતું. રણવીરસિંહે તેને તાબે થવાનું કહેણ મોકલ્યું, પણ તેનો વીર સરદાર ધિક્કારસાથ અનાદર કરી, લડવાને સજ્જ થયો. રણવીરસિંહે કિલ્લાને ઘેરો ઘાલ્યો, તે દશ દિવસ રહ્યો અને આખરે મહા મહેનતે મ્હોટી ખુનરેજી પછી, રણવીરનું લશ્કર કિલ્લાની દિવાલ પાસે આવી પહોંચ્યું. હવે પોતે 'કોઈ પણ રીતે કિલ્લો બચાવી શકશે નહિ' એવું ધારી, કેસરિયાં વસ્ત્રો પહેરી, તે ન્હાનું પણ વીરસૈન્ય દરવાજા ખોલી, ખુલ્લી સમશેરો સાથે બહાર પડ્યું. યુદ્ધ ખુબ જુસ્સાથી ચાલ્યું ને એક પણ તેઓનો માણસ હૈયાત હતો, ત્યાં-

સુધી લડત કરી રણવીરના ઘણા માણસોનુ ખુન રેડયા પછી છેવટ તેઓ ધરણીએ ઢળ્યા આવી રીતે ઘણી મહેનતે અને ઘણા વીરો ખોયા પછી, એ અજીત દુર્ગ રણવીરના હાથમા આવ્યો

પોતાના લશ્કરને વિશ્રાંતિ આપવાને રણવીર ત્યા ચાર દિવસ રહ્યો પાચમે દિવસ સ્હવારે કુચ કરતા સારા શુકન થયા વિજયઘોષ કરતું તેનુ સૈન્ય ત્રીજે દિવસ પ્રભાતમા મિથિલાપુરી આવી પહોચ્યુ લડવાની તૈયારી થઈ અને સરદારના હુકમની માત્ર રાહ જોવા માડી

મિથિલાપુરીનો સુબો ધીરસેન તેમનો ભેટો લેવા મ્હોટા સૈન્ય સાથે સજજ થયો હતો જેવુ તેણે જોયુ, કે, 'અરિદળ શહેર પાસે આવી પહોચ્યુ છે,' તેવોજ આખા સૈન્યસાથે મ્હોટા ઠોળથી શહેર બહાર આવ્યો અને યુદ્ધ મચાવ્યુ આખો દિવસ એવી જુસ્સાથી લડાઈ ચાલી કે સધ્યા સમયે પણ તે પૂરી થઈ નહિ

આ પ્રમાણે ત્રણ દિવસ દારુણ યુદ્ધ ચાલતા બેઉ પક્ષના ઘણા યોદ્ધાઓ મરાયા ને લોહીની નદીઓ વહી, પણ ઉભય પક્ષમાથી કોઇએ નમી આપ્યુ નહિ રણવીરસિંહ ગુમાવેલુ રાજ્ય પાછુ લેવાની અને પિતાનુ વેર વાળવાની ઉમેદથી લડવા લાગ્યો, અને ધીરસેન પણ પોતાના ધણીના હકને માટે તેવીજ ધારણાથી ઉલટભર લડયો

રણસગ્રામમા વીરભદ્રે ઘણી વીરતા બતાવી ચોથે દિવસ આજે સેનાધિપતિ સૂરસેન અને વીરભદ્ર સામસામા

આવ્યા. ઘણા શૂરથી તેઓ લડ્યા. બેઉ વચ્ચે ખૂબ જંગ જામ્યો પણ અંતે એક કલાક પછી **સૂરસેન** મરાયો! "સૂરસેન મરાયો!" એવી બૂમ **ધીરસેન**ના સૈન્યમાં પડી. યોદ્ધાઓ હિંમત હારી ગયા, પણ મહા મુશીબતે **ધીરસેને** તેમને સમજાવી લડવાને પાછા ઉભા રાખ્યા. **સૂરસેન** પડ્યાની ખબરથી રણવીરસિંહના સૈન્યમાં જયઘોષ થઇ રહ્યો અને વિજયની આશાએ તેઓ જુસ્સાથી લડ્યા.

રાત્રી થતાં લડાઈ બંધ રહી. આખો દિવસ લડી લડી લોથપોથ થઇ ગયેલા બેઉ પક્ષના યોદ્ધાઓ નિવૃત્ત થયા. ચાર દિવસમાં ઘણાં માણસોનો ઘાણ નીકળી ગયો.

સ્હવાર પડીને ફરી યુદ્ધ શરૂ થયું. મહારાજ હરિહરસિંહે પહેલે ફટકે સૈન્યને દોરી, શત્રુની હરોળ તોડી નાખી.

પ્રિય વાંચનાર! જો આ જગ્યાએ રજપૂત સિવાય કોઈ બીજા યોદ્ધા હોત તો જરૂર ગભરાઈ ન્હાસવા માંડત; પણ શૂરા રજપૂતો, તેની હરોળ તૂટી પડ્યા છતાં હિંમત હારવાને બદલે બમણા જુસ્સાથી સામા થયા. રાજા હરિહર આ હલ્લામાં પોતાની ઉમેદ સફળ થયેલી જોઈ પૂર હોંસથી શત્રુઓને હઠાવવા મહેનત કરવા લાગ્યો, પણ તેઓ મ્હોટા પહાડની પેઠે એવા અડગ રહ્યા કે એક વેંત પણ હઠ્યા નહિ. આવી હિંમત જોઇ હરિહર ચકિત થયો. ફરી ફરીને તેણે પણ પૂર જુસ્સાથી હલ્લા કર્યા; પરંતુ શત્રુઓ પાછા હઠ્યા નહિ. દરેક હલ્લામાં તે નિષ્ફળ ગયો.

આ પ્રમાણે બે ઘડી યુદ્ધ ચાલ્યું. પાછો હરિહર ઘણાજ

આવેશથી જબરો હલ્લો લઈ ગયો વીરભદ્રે પણ આ વખતે હલ્લો કર્યો લડાઇએ મહા ભયાનક રૂપ પકડયુ પણ શત્રુને હઠાવવા કોઇ ફત્તેહમંદ નિવડ્યા નહિ એટલામા રણવીરે દશ નેપાળી અને પાચ ખેરપુરી મળી પન્ર ચુટી કહાડેલા સુભટો સાથે જે સૈન્યના મોખરામા ધીરસેન હતો તે ઉપર ઓચિંતો હલ્લો કર્યો પણ ચતુર ધીરસેન ચેતી ગયો ને પાસે ઉભેલા દશ-બાર વીરઅસ્વારો સાથે પૂર જુસ્સાથી તેમની સામે થયો ખરો રણ રંગ હવે જામ્યો રણવીરના ચાર-પાચ સુભટો પડયા, તેમજ ધીરસેનના પણ પાચ છ સ્વધામ પહોચ્યા એટલામા ઉમેદભર લડતો લડતો ધીરસેન ઘાયલ થતા, રણવીર છેડાયેલા સિંહ ની પેઠે તેના ઉપર કુદ્યો અને ઘણી ઝડપથી પોતાના ઘોડા-ઉપર તેને નાખી પાછો ફર્યો

ધીરસેનના સરદારો આ જોઈ દિગ્મુઢ થઈ ગયા ને તે મણે વિજયની આશા મૂકી દીધી રણવીરના સૈન્યમા આ બનાવથી જયજયકાર થઈ રહ્યો શત્રુઓએ પોતાના સર દારની આવી દશા જોઈ સુલેહ-સમાધાનીનો વાવટો ચ્હ-ડાવ્યો લડાઈ બધ થઈ સર્વે હથિયાર છોડી રણવીરને શરણ થયા, જેમને કેદ કરી વિજયી સૈન્ય મિથિલા-પુરીમા દાખલ થયુ

# પ્રકરણ પિસ્તાળીશમું.

## રણવીરનો રાજ્યાભિષેક.



વર્ષોપર્યંત જુલમી રાજ્યની સત્તાતળે ચગદાયેલી પ્રજાને, હવે પાછું સ્વતંત્ર અને ન્યાયી રાજ્ય મળતાં પૂર્ણ હર્ષ અને સંતોષ થયો. આ આનંદના ઉભરામાં વિજયવંત સૈન્યનો તેણે માનપૂર્વક સત્કાર કર્યો.

* * * * * * *

* * * * * * *

કુમાર રણવીરસિંહને **મિથિલાપુરી** આવે એક માસ થયો છે. સઘળે સ્થળે પૂર્વવત્ સુખ–શાંતિ પથરાઇ રહી છે. દબાણ ભરેલા વિદેશી અમલથી કંટાળેલી પ્રજા, સુખાનંદમાં મહાલે છે ને રામરાજ્ય સ્થાપિત થયેલું માને છે. આજે ખેરપુરથી રાજ્યમાતા **મંદોદરી**, મહારાણી ભાનુમતિ અને **ચંપકમાલિની** વગેરે આવ્યાં છે. **રણવીરસિંહને** રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત્ત રાજજોષીએ વસંતપંચમીનું ઠરાવ્યું.

આ શુભ દિવસની ચાર દિવસ અગાઉ, શહેરને ધ્વજ–પતાકા વગેરેથી શણગારવામાં આવ્યું છે. સઘળે દીપકમાળા થાય છે. લોકો સારાં સારાં વસ્ત્રો પહેરી આનંદમગ્ન જણાય

છે ને દેવમંદિરોમાં પણ મહાપૂજા, અભિષેક અને યજ્ઞયાગાદિક ઉત્સવો થઈ રહ્યા છે.

આમ ધામધુમમાં ચાર દિવસ ચાલ્યા ગયા અને વસંતપંચમી આવી પહોંચી. પ્રભાતથીજ લોકો અપૂર્વ આનંદ–ઉત્સાહ કરવા લાગ્યા. આજે પોતાના નીતિમાન અને લોકપ્રિય નૃપતિ ગાદીએ બિરાજશે, એવી આશાએ લોકોના મનમાં આનંદ માતો નથી. રાજસ્વારી રંગવાગમાં નીકળવાની હતી, તેથી આખો રાજમાર્ગ અને બજારો લોકોથી ભરપુર થઈ ગયા. રંગ–બેરંગી પાઘડીઓ, ટોપીઓ અને વસ્ત્રોથી સઘળો માર્ગ છવાઈ ગયો અને જાણે તે સુંદર રંગોથી રંગ્યો હોય તેવો ચિત્ર–વિચિત્ર જણાવા લાગ્યો. લોકોના ટોળેટોળા ઉભરાઈ જવા લાગ્યા. ગરદી એટલી જામી હતી કે તેમના ઉપરથી એક થાળી પસાર કરવામાં આવે તો નીચે કયાં પણ પડયાવગર એમને એમ આમે નીકળી જાય! કેટલાક શ્રીમંતો પોતાના સુંદર સદનોમાંથી ઉભા ઉભા સ્વારીની રચના જોતા હતા. સુંદરીઓ શણગાર સજી, બારી–જાળી–અટારીમાં ઉભી હતી. સઘળાના મુખારવિંદ આનંદમય હતા.

સ્વારી પૂર દમામથી આગળ ચાલી. દુદુભી, ઢોલ, શરણાઈ, તાસા વગેરે વાજીંત્રોના મનોહર નાદ થવા લાગ્યા. ગગનમંડળને ભેદી નાખે એવું મનોરંજક દારુખાનું છોડવામાં આવ્યું. "મહારાજ રણવીરસિંહનો જય, મહારાજા હરિહરસિંહનો જય, કુમાર વીરભદ્રનો જય," –ઈત્યાદિ હર્ષના શબ્દોથી સ્વારીને બહુ વધાવવા લાગ્યા. સુંદરીઓ

શણગાર સજીને ઉમળકાથી અભીનંદન આપવા લાગી. એ કલાકે સર્વ મંડળ રાજ્યમહેલમાં દાખલ થયું,

ગામમાં જ્યાં આટલી બધી શોભા અને રચના, ત્યાં રાજમહેલમાં શું બાકી હોય ? સાક્ષાત્ ઈંદ્રભુવનની ઉપમા આપીએ તો બસ થશે. પહેલે માળે ઘણી ઝીણી કારીગરીવાળી મ્હોટી કચેરી રચી હતી. મ્હોટા પર્વને દિવસે તેમાં દરબાર ભરાતી. આજે ત્યાં મ્હોટો સમારંભ કરી કુમાર રણવીરસિંહને રાજ્યાભિષેક કરવાનો હતો, તેથી સુવર્ણ અને હિરાજડિત્ર સિંહાસન ગોઠવવાથી અલૌકિક શોભા બની રહી હતી.

બપોર થતાં દરબારીઓ, અમલદારો, ભાયાતો, સુભટો (નેપાળી અને ખેરપુરના) સરદારો અને શ્રીમંતોથી કચેરી ચિકાર ભરાઈ ગઈ. મહેલની નીચે ગરીબવર્ગના પણ હર્ષઘેલા નિર્દોષ લોકોની મોટી ઠઠ મળી હતી. સભામાં આનંદકારી વાર્તાલાપ થતો હતો. એટલામાં મહારાજા હરિહર અને કુમાર વીરભદ્રસાથે રણવીરસિંહનું આગમન થયું. એક ઝીણીમાં ઝીણી જણસ પડે તો તેનો પણ શબ્દ સંભળાય, એવી સભા શાંત હતી. રાજ્યગુરુ રાજ્યાસનપાસે બેઠો હતો. હરિહરે રણવીરને તખ્તઉપર બેસાડયો અને પોતે વીરભદ્રસાથે નજીકમાં આસન લીધું. સમય થતાં રાણી ભાનુમતિ, રાજ્યમાતા મંદોદરી સાથે ઉલટ ભરી આવી અને ભાઈને રાજ્યતિલક કર્યું. મંદોદરીએ પોતાના પુત્રને મુકુટ પહેરાવ્યો ને પાછી વળી; રાજ્યગુ-

ઓએ ધર્મક્રિયા કરાવી રાજ્યાભિષેક કર્યો પછી તેણે "મિથિલાપુરીના મહારાજા રણવીરસિંહ દીર્ઘાયુ રહો" એવો ગંભીર ઉચ્ચાર કર્યો પ્રતિધ્વનિરૂપે નીચે ઉભેલા લોકોએ પણ તે શબ્દોને ઓત્સાહન આપી જયજયકાર કરવા માંડયો

દરબારીઓ, ભાયાતો અને શ્રીમાનો, યથાશક્તિપ્રમાણે નજરાણા કરવા લાગ્યા રણવીરસિંહે હરિહર અને વીરભદ્રનો પોતાને મદદ આપવા માટે મ્હોટો ઉપકાર માન્યો અને પૂર્ણ હર્ષિત વદને સભા વિસર્જન થઈ

( પદ–પ્રભાત. )

વિજય વિજય વિજય વિજય, રાજ તાજ સોહે,
સત્ય ધર્મ નીતિ નિયમ, સુજન મન મોહે, વિજય વિજય વિ૦ ૧
મૂઢ મૂર્ખ લોક મહા, બદખોર પાપી,
દંડ દઈ કર્યા ઠાર, ક્ષત્રિય પ્રતાપી, વિજય વિજય વિ૦ ૨
અભય થયા લોક મન દેવદ્વાર ખૂલ્યા,
લોક મુખ કમળ ફૂલ, ફરી ખૂબ ફૂલ્યા, વિજય વિજય વિ૦ ૩
શાંતિ શાંતિ શાંતિ થઈ, ભય સંતાપ ભાગ્યો,
કલહરૂપ તિમિર ગઈ, સપરસૂર્ય જાગ્યો, વિજય વિજય વિ૦ ૪
ઝેર તણો પહાર જરા વાર હતો આખો,
ફરી એજ રૂપ રંગ, દીવ્ય દૃષ્ટિ દાખો, વિજય વિજય વિ૦ ૫
અદ્ભુત રાજ્ય તાજ કાજ, અચલ અમલ રાજે,
શૂર રણવીરતણા, સુજશ ગીત ગાજે, વિજય વિજય વિ૦ ૬

## ઉપસંહાર.

રણવીરસિંહે પિતાનું વેર વાળવા રાયપુરપર ચ્હડાઈ કરી. રાજા જયમતસિંહ સાથે મ્હોટી મ્હોટી લડાઇઓ લડ્યા પછી તેને પોતાનું ખંડિયું રાજ્ય બનાવ્યું.

* * * * * * *

બે વર્ષ પછી રણવીરની રાણીને પુત્રજન્મ થયો; જેને રમાડતી વૃદ્ધ મંદોદરી પાંચ વર્ષે પરલોક પામી.

* * * * * * *

નેપાળાધીશ ઉદયરત્ન વયોવૃદ્ધ થવાથી, સઘળું રાજપાટ કુમાર વીરભદ્રને સોંપી, હિમાલય ગયો ને ત્યાં જપ-તપ કરી, ઉત્તરાવસ્થા ઈશ્વરસ્મરણમાં ગાળી.

* * * * * * *

દુષ્ટ ક્રૂરસિંહને વીરગઢના ભયાનક ભોંયરામાં હમેશ માટે પૂરવામાં આવ્યો; જ્યાં ઘણે દિવસે તે પાપી, પોતાનાં દુષ્કૃત્યો સંભારતો રિબાઈ રિબાઈ મરણ શરણ થયો.

* * * * * * *

દુષ્ટ મોતીસિંહની પણ ક્રૂરસિંહ જેવીજ દુર્ગતિ થઈ.

* * * * * * *

શૂરસિંહ, કેદારસિંહ, જોરાવરસિંહ અને સૂરજમલ્લ વગેરે મૂર્ખ ભાયાતોને અને મ્હોટા મ્હોટા લોકોને કેટલાક મહિના પછી, બીજીવાર એવું કામ નહિ કરવાની ચેતવણી આપી હરિહરે મુક્ત કર્યા.

* * * * * * *

હરિહરસિંહે પવિત્ર ભાનુમતિ સાથે બહુ વર્ષ રાજ્યસુખ ભોગવ્યું.



## વેચવાનાં પુસ્તકો.

**રણવીરસિંહ**—રાજપ્રપંચગર્ભિત વીરરસયુક્ત અને સુબોધક નવલ કથા રચનાર શેઠ પુરુષોત્તમદાસ વિશ્રામ માવજી.

**પ્રબોધભારત**—પરમહંસ આનંદગિરિ, પરિત્યાગ, દૈવિ દ્રોપદી, મૌનની મહત્તા, જનકવિદેહી, સત્યતપ, દેવી ચમત્કાર, દેવપ્રીત્યર્થ દેહાર્પણ, પ્રભુદર્શન, વિજયરંગ, દાન દેતા ચિત્તરાતિ, ઉદ્દાલકનો પુત્રપ્રતિ ઉપદેશ, યોગી અને બાળક, ઉત્તાનક અને ગુરુદક્ષિણા,—ઇત્યાદિ અનેક સુબોધક કથાઓનો સંગ્રહ (છપાય છે)

**જીવનસાફલ્ય**—સંસારમાં મનુષ્ય માત્રે પોતાનું આયુષ્ય કેવી રીતે જાળવીને કૃતકૃત્ય થવું, તે સંબંધી અંગ્રેજી ગ્રંથનું સરળ અને રસિક ભાષાંતર પ્રસંગોપાત ઉદાહરણો, સંસ્કૃત શ્લોક, કવિતા, ટીકા અને પુષ્કળ વિવેચન સાથે (છપાય છે)

**સાત પુસ્તક**—મહિમ્નસ્તોત્ર, ગંગાષ્ટક, મોહમુદ્ગર, કૌપીનપંચક, સાધનપંચક, યતીપંચક, કેનોપનિષદ,—સંક્ષેપમાં સરળ ભાષાંતર રૂ ॥ પો ૦)

**આર્યાચરિત્રાવળિ**—આ વાર્તારૂપ રસિક પુસ્તકમાં સંયુક્તા, કાન્તા, ચંદા, પદ્મા, સુંદરબા, સરદારબા, લાલબા,—વગેરે ૪૯ શૂરી સતીઓના અદ્ભુત ચરિત્રો આપ્યા છે પૃષ્ઠ ૩૯૯, પાકું સોનેરી નામ સાથેનું પૂઠું, કિ રૂ ।।।

**છોટમકાવ્ય**—નવરાત્રિ વગેરે પ્રસંગે મુંબઈ, સુરત, વડોદરા વગેરે સ્થળે ગવાતા રસિક ગરબા, પદ, છંદ રૂ ॥

**અધ્યાત્મ-ભજનમાળા**—આનંદઘન, કમાલ, કબીર, નઝીર, નૃસિંહ, નવલ, ગોરખ, ચિદાનંદ, વગેરે સેંકડો સાધુઓએ રચેલા ૫૯૩ પદ-કીર્તનોનો સંગ્રહ પૃષ્ઠ ૨૫૬ કી રૂ ૧॥

**કહાનકાવ્ય**—પ્રભુપ્રાર્થના, મનને ઉપદેશ, વ્યવહારજ્ઞાન, સ્ત્રીશિક્ષા-વગેરે પુષ્કળ બાબતોપર ખાસ રચેલા સેંકડો છંદ, પદ, ગરબા, સંગીત ઇત્યાદિ. પૃષ્ઠ ૨૩૨ કિં. રૂ. ૧|

**સંતોષશતક**—સંતોષ સદ્‌ગુણના મહિમા વિષે મૂળ હિંદી દોહા, તેની ગુજરાતી ટીકા, વ્યાખ્યાન ઈ. સાથે. કિં. રૂ. ≡

**સચિત્ર ચોરાશી આસન**—પ્રાણ તથા મનને સ્થિર કરી નિયમમાં રાખનાર શ્રીહઠયોગનાં મૂળ ૮૪ આસનોના ૧૩ અવાંતર ભેદો સાથે ૯૭ સુંદર ચિત્રો, પ્રક્રિયા, મંત્ર અને સહેલી સમજ સહિત. પાકું સોનેરી નામ સાથેનું પુંઠું છે. (આ પુસ્તકની હિંદી તથા મરાઠી પ્રતિ પણ એજ મૂલ્યે મળશે.) કિં. રૂ. ૧| પો. ০)-

**સાહિત્યસંગ્રહ**—કવિ ગંગ, ગિરિધર, ગ્વાલ, ગોપાલ ગોપ, ગુમાન, તાનસેન, ત્રીકમ, તુળસી, ટોડરમલ્લ, પદ્માકર, પ્રિયાદાસ, બિહારી, બિરબલ, બ્રહ્માનંદ, ભૂષણ, જસુ, નાનક, કબીર, કમાલ, કેશવ, કિસન, કુબેર, કુંદ, ચંદ-ઇત્યાદિ ૧૪૪ મહાન કવિરાજોએ રચેલા સંખ્યાબંધ દોહા, કુંડળિયા, કવિત, છપ્પા, છંદ, ઇત્યાદિનો મ્હોટો સંગ્રહ. પૃષ્ઠ ૪૬૮ મૂલ્ય રૂ. ૨। પો. ০)≡

**શ્રીરામગીતા ભાષાનુવાદ**—મૂળ ગુરુમુખી ભાષામાંથી પદ, પદાર્થ, ભાવાર્થ તથા વિવેચન સાથે. આ ગ્રંથ કાશીની આનંદગુહામાં નિવાસ કરનારાં મહાત્મા શ્રી હરિકુંવરીબાઇએ રચ્યો છે; તેમાં તેમનું સચિત્ર ચરિત્ર પણ આપ્યું છે. ગુજરાતી ભાવાર્થ સાથે. પૃષ્ઠ ૧૭૬ કિં. રૂ. ૧ પો. ০)-

**અધ્યાત્મપ્રકાશ ભાષાંતર**—મહર્ષી મહાત્મા શ્રી સુખદેવજી પ્રણીત તત્વમસિનાં ત્રણે પદની વિસ્તારપૂર્વક ટીકા

તથા ન્યાય, વૈશેષિક, સાંખ્ય, ગીતા, પાતંજળયોગ, મીમાંસા, ઇત્યાદિના સરળ રહસ્ય સાથે રચનાર બ્રહ્મચારી શ્રીનૃસિંહશર્મા પૃષ્ઠ ૧૩૪ પાકુ પુઠું કિ. રૂ. ॥ા⌐ પો. ૦)⌐

**પરાશરસંહિતા ભાષાંતર**—ચારે વર્ણના આચાર, યુગ યુગના અને ગૃહસ્થોના ધર્મ, સૂતકનિર્ણય, નાનાં-મોટાં પ્રાયશ્ચિત્તોની શુદ્ધિ, સ્ત્રીઓનાં વ્રતાચરણ, રજસ્વળાની શુદ્ધિ, પુત્રોના અને કન્યાના ભેદ, વિધવાવિવાહ, સતીત્વની મહત્તા, પ્રાણિહત્યાની અને પદાર્થમાત્રની શુદ્ધિ, બ્રાહ્મણોની શ્રેષ્ઠતા, સ્નાન-દાન-જપ-યજ્ઞ-ઇત્યાદિના વિધિ, અગમ્યાગમન અને અભક્ષ્યાભક્ષનો નિર્ણય,—ઇત્યાદિ સેંકડો બાબતોનો સવિસ્તર સંપૂર્ણ ગ્રંથ ચિત્ર-ચરિત્ર સાથે મૂલ્ય રૂ. ૧॥ પો ૦)⌐

**અનુભવપ્રકાશ**—મહાત્મા શ્રી અભિરામજીકૃત રૂ ।

**વશીકરણ વિદ્યા**—ખાસ સ્ત્રીઓને માટે કિ રૂ ૦)=

**શ્રીમાન્ ગોવિંદજી ઠાકરસીનું ચરિત્ર**—ઉત્તમ આચાર, નિર્મળ રહેણી-કરણી, ગરીબીમાંથી તવંગીરી, અસાધારણ બુદ્ધિબળ, વ્યાપારવ્યવહારમાં કુશળતા અખંડ ઉદ્યોગ, અને પરોપકારી પ્રકૃતિનું આબેહુબ વર્ણન ( છપાય છે )

**ચમત્કારિક વાર્તામાળા**—ચક્રકાતની ઢબે ( છપાય છે )

**શ્રીદેવિનું વૃત્તાંત**—રસિક નવલકથા ( છપાય છે )

**હિંદુસ્તાનનાં મોટાં દેશી રાજ્યો**—ગાયકવાડ, નિઝામ, મહિસૂર, નેપાળ, ઉદેપુર, ગ્વાલિયર વગેરે રાજ્યોના ઇતિહાસ તથા મુખ્ય શહેરોની હકીકત ( મફત ) પો ૦)⌐

**રજપુતાણાનાં દેશી રાજ્યો**—જુદા જુદા ૧૮ રાજ્યોના [illegible] ( [illegible] ) પો ૦)⌐

**કહાનજી ધર્મસિંહ,**
કેરહેલ, કાલબાદેવી પોસ્ટ, મુંબઈ